# સ્નેહાંજલિ

સાવરકુંડલા નિવાસી
શ્રીયુત પ્રાણજીવનભાઈ રામચંદ્રભાઈ તરફથી
સાદર સમર્પણ.



રચયિતા—
સ્નેહરશ્મિ

પ્રકાશક :
શ્રી ચીમનલાલ જેચંદ
અમદાવાદ

પ્રથમાવૃત્તિ ૨૦૨૦
દ્વિતીયાવૃત્તિ ૨૦૨૩
મૂલ્ય · ૧-૦

મુદ્રક :
અમરચંદ બેચરદાસ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રિં. પ્રેસ
પાલીતાણા (સૌરાષ્ટ્ર)



# ટૂંકમાં

"સ્નેહાજલિ" બીજી આવૃત્તિ અને નવા રૂપમા પ્રગટ થઈ રહી છે

જ્યારે સંચય કરેલો ત્યારે એવી સ્હેજે કલ્પના ના હતી કે આ સચય પુસ્તકને પામી જશે

પણ એ સચયે પુસ્તકનુ સ્વરૂપ લીધુ અને ઘણાને ગમ્યુ એ ખરૂ

સહૃદયી સુજનો તરફથી સુધારાની સૂચના મળી તેને યથાશક્ય સ્વીકાર કરવા પ્રયત્ન કરી આ પુનર્મુદ્રણ થઈ રહ્યુ છે

આ સચય હિદી ભાષામા પણ પ્રગટ થઇ ચૂકેલ છે અને એની પણ દ્વિતીયાવૃત્તિ ટુક સમયમા પ્રકાશનને પામશે

હિદી ભાષામા પ્રગટ કરનાર શ્રી પકજ છે એમની સ્નેહ સભર લાગણીથી એ કાર્ય સુસપન્ન બન્યુ છે

આ મુદ્રણ પણ શ્રી નવકાર-પ્રેમીઓ વધાવી લેશે એજ મગળ ભાવના

સવત ૨૦૨૩

ફાગણ સુદ પૂર્ણિમા —પ્રકાશક

અમદાવાદ



## કંઈક

આ એક નવી ઢબનું પુસ્તક રજુ થઈ રહ્યું છે.

આ પુસ્તકમાં મોટા ભાગની વસ્તુઓ 'સંચય' રૂપે છે. 'સંચય' ઘણા જુદા જુદા પુસ્તક અને લેખમાંથી કરાયેલ છે, છતાં ભાષાને કેટલેક ઠેકાણે નવીન રંગોથી રંગવામાં આવી છે.

આમાં 'સંચય' કારે પોતાના દરેક ભાવો પ્રભુશ્રી નવકારને અર્પણ કરી પોતે શાંતિ અનુભવી એ દેખાડવાને મૃદુ પ્રયાસ કર્યો છે........

પ્રેમ અને વિરહ આ બે ભાવો વધુ ઝળકતા જણાય છે.

જેમાંથી 'સંચય' કરવામાં આવેલ છે તે એકાદું પુસ્તક નથી અર્થાત્ ઘણા છે એટલે નામો આપવા પ્રયાસ નથી કર્યો છતાં એ સૌ સ્નેહી લેખક મહાશયોનો 'સંચય' કારે વિશાલ હૃદયથી આભાર માન્યો છે અને સૌજન્યતા દાખવી છે. સાથોસાથ એ સૌ અન્તરથી આનંદ અનુભવશે એવી અપેક્ષા પણ રાખી છે.

શ્રી નવકારના સ્નેહી આત્માઓનો આમાં સહયોગ મલશે એવી મધુર આશા પ્રકટ કરૂં છું. ભૂલ બદલ ક્ષમા.

—પ્રકાશક



॥ सर्व शिरोमणि श्री नवकार ॥









श्री

नमस्कार महामंत्र

॥ णमो अरिहंताणं ॥

॥ णमो सिद्धाणं ॥

॥ णमो आयरियाणं ॥

॥ णमो उवज्झायाणं ॥

॥ णमो लोए सव्वसाहूणं ॥

॥ एसो पंचणमुक्कारो,

सव्वपावप्पणासणो ।

मंगलाणं च सव्वेसिं,

पढमं हवइ मंगलं ॥










# અર્ઘ્ય

સ્નેહમૂર્તિ નનકાર !

તાગી સ્નેહલતા સમી કરુણાએ
સુપ્ત એવા મારા મનને જાગૃત
કર્યો !

એ કરુણાએ મારી કને ચૂંટા
એલા પુષ્પગુચ્છ સમુ આ લખાણુ
સચિત કરાવ્યુ છે !!

મારે આ અર્ઘ્ય કોને અર્પણ કરવુ ?

તારી કરુણાએ મને આપ્યુ છે!
તારી કરુણાને હુ આપુ છુ !!

સ્નેહરશ્મિ



# મંગળ વચન

અમૃતના બિંદુ સરખું મધુરૂં અથવા ગુલાબ પુષ્પના જળ જેવું શીતળ આમાં લખાણ છે !

આ લખાણોમાં શબ્દજાળ કે શબ્દ ગૂઢતા નથી ! ગૂઢતત્ત્વ કે મહાઅર્થ ગૌરવ નથી !! પાંડિત્યનો આટોપ કે તર્કનો ફટાટોપ નથી !!!

છે સરલતા, સહૃદયતા અને સમર્પણતાના ટૂંકા સૂત્રો-ગીતો !!!

વળી છે એમાં એક સંજીવિની કે જે "અબોધ પણ ઇચ્છુક એવા હૈયાને સ્પર્શી બોધ આપી જાય છે. પ્રભુ નવકાર પ્રત્યેની સમર્પણની ઝંખનાને જાગૃત કરી જાય છે !!"

પણ આપણે જો આ લખાણને-

"સામે મૂર્તિમંત જ્યોતિર્મય જીવંત શ્રી નવકાર સાક્ષાત્ છે અને હું એની સન્મુખ આ ઉદ્ગારો હૃદયપૂર્વક અને કરૂણાભર્યા સ્વરે બોલી રહ્યો છું !!"

આવી તમન્ના અને તલસાટ પૂર્વક બોલીએ અને પછી જોઈએ કે-

આપણા અન્તઃકરણમાં એ શબ્દો જાદુ કરી જાય છે કે નહિ ?



હૈયાને હળવો આચકો આપી જાય છે કે નહિ ?

મનમંદિરમા ઉંડે ઉંડે એ અણપ્રગટેલ દીપકમા જ્યોતિ જગાવી જાય છે કે નહિ? એક વખત આવો ભાવ પ્રભુ-નવકારને આપી જોઇએ !

એથી આપણામા ચેતના પ્રગટશે !

શાતિના સ્રોત ઉભરાશે ! !

સત્ય જણાશે ! ! !

વળી આ શબ્દોને વધુ કરૂણા અને વધુ સમર્પણભાવ પૂર્વક બોલાય તો નયનોમાથી ઝળઝળીયા શુ પણ આસુની ધાર વહેતી થશે ! ! !

શુ જીવનમા કદી આસુ નથી આવ્યા ?

પાલક પિતાના વિયોગમા કેવુ રૂદન થાય છે ?

પ્રિય પુત્રની વિદાયમા કેવુ ગમગીની ભર્યું રડાય છે ?

પ્રેમાળ પ્રિયતમાના વિરહમા કેવા આસુડા ઝરે છે ?

આવા આવા વિરહ-વિયોગના દુ ખ પ્રસગે જે નયનોમાથી નીર વહાવ્યા એને ભેગા કર્યા હોત તો કદાચ ઘડા ભરાઈ જાત ! !

પરન્તુ

કૃપાળુ પરમાત્માના વિરહમા બે આસુ ટપકયા છે ? ના



તો હવે પ્રશાંત રીતે પ્રભુના વિરહ દુઃખ માટે રડીએ!

તારક શ્રી નવકારના વિરહમાં આંસુ સારીએ ! !

આ આંસુઓના બિંદુઓથી રાગ-દ્વેષની ભઠ્ઠી બુઝાઇ જશે.

વૈર વિરોધની આગ ઓલવાઈ જશે ! ! અસ્તુ.

આ સંચયમાં ઘણા મહાનુભાવોના લેખ વિગેરેનું આલંબન લેવાયું છે, એમના પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવી હૃદય હળવું કરૂં છું ! !

અન્ય મહાનુભાવોના પુસ્તકને જો છોડની ઉપમા અપાય તો આને પુષ્પની ઉપમા જાણવી !

અને જો એમને પુષ્પની સાથે સરખાવાય તો આને મધુબિંદુ સાથે સરખાવજો ! !

કારણ કે-

આમાં અનેક છોડવામાંથી પુષ્પો ચૂંટી એકઠા કર્યા છે અથવા તો એ પુષ્પોમાંથી મધુર મધુ લીધું છે ! ! !

પરમાત્માની સાથે મીલન કરાવનાર શ્રી નવકારની કરૂણાએ આ કાર્ય કર્યું છે! એ સ્નેહ સભર શ્રી નવકારની કરૂણાને મારા વંદન ! ! !

વિક્રમ સંવત ૨૦૨૩

ફાગણ શુદ ૧૨ —સ્નેહરશ્મિ

વલભીપુર-(સૌરાષ્ટ્ર)



## વિભાગ બીજો







"પરમાત્મા-નવકારને આપણે આપણા અંતઃકરણને સોંપી આ કરૂણતા અને સ્નેહભર્યાં ગદ્ય-ગીતો વાંચશું તો આપણે વાસ્તવિક સંવેદનાની અનુભૂતિ મેળવી શકીશું."



"આ ભવ મળીયા ને પરભવ મળીશું,
સેવા તમારી અહોનિશ કરીશું;
કુમકુમ પગલે આપ પધારો,
હૃદયમાં મંદિરમાં નાથ! પધારો."



# વંદના

વિશ્વમિત્ર ! નવકાર !!!

તને વંદના !

તને વંદના કરનાર તો ઘણા ઘણા છે !

વિશ્વના બધા જીવો એક યા બીજે પ્રકારે તને વંદના કરે છે ! !

મિત્ર નવકાર !

મારી વંદના તારા ચરણે સ્પર્શશે ?

બધાની વંદનામાં એ ખોવાઈ તો નહિ જાય ને ?

મારી વંદનાનો અવાજ તારા કાને પહોંચશે ?

તું મારી વંદનાને સાંભળીશ ?

તું સાંભળ કે ન સાંભળ,
મારે એ નથી જોવાનું !

મારી પવિત્ર ફરજ માત્ર એટલી કે તને હૃદયપૂર્વક વંદના કર્યા કરું બસ ! ! !

તને વંદના !
એક માત્ર વંદના ! !
ભાવ ભીની વંદના ! ! !



# વરદાન

પૂજ્યતમ ! નવકાર ! !

હું તારી પાસે એવી પ્રાર્થના લઈને નથી આવ્યો કે 'વિપત્તિથી રક્ષા કરો' પણ વિપત્તિઓમાં ભયભીત ના બનું એવું તો **વરદાન** દે !

પોતાના દુઃખથી પીડિત ચિત્તની 'શાંત્વના માટે ભિક્ષા નથી માગતો, પણ દુઃખો પર 'વિજય' મેળવું એવું તો **વરદાન** દે !

'મને બચાવો' આવી યાચના માટે તારે દ્વારે નથી આવ્યો પણ સંસાર સાગર તરવાની 'શક્તિનું' તો **વરદાન** દે !

'મારો ભાર હલકો કરી નાખ' એવી વિનતિ નથી કરતો પણ 'ભાર વહન કરવાનું બળ' મને મળે એવું તો **વરદાન** દે !

સુખમાં તને નત મસ્તકે સ્મરું અને દુઃખમાં તને કદી પણ ના વિસ્મરું, વળી આખું જગત મારો ઉપહાસ કરે તેવા સમયે પણ હું તારા ઉપર શંકાશીલ ના બનું એવું તો રૂડું **વરદાન** દે !



# દિવ્ય સંકેત

પ્રિયતમ ! નમકાર ! !

હુ જાણું છુ અને માનુ છુ કે પાદડે પાદડે જે ચમક ભભક કે કાંતિ છે એ તારો દિવ્ય સકેત છે !

તારા પ્રેમથી જ આળસુ વાદળા વરસી જાય છે !

શીતળ અને શુદ્ધ પવન વહી જાય છે ! !

મારામાં જે કાઇ સારૂ દેખાય છે એ બધા જ તારા દિવ્ય સકેતો છે !

ક્ષણે ક્ષણે એમાથી કઇક પ્રેરણા મને મળ્યા કરે છે ! !

તારૂ પ્રેમ ભર્યું મુખડુ નીચે ઝુકયુ !

તારા નયનો મારા નયનોને મળ્યા !

મારા હૃદયે તારી પૂજા-આરતી કરી !

મારા મસ્તકે તારા ચરણે સ્પર્શ કરી રજ લીધી !

હુ ધન્ય બન્યો ! !

આજ તારો દિવ્ય સકેત છે ! ! !



# અનુમતિ

સ્વામિન્ ! નવકાર !!

હું અહીં ફક્ત તારા ગીત ગાવા આવ્યો છું. આ વિરાટ-વિશ્વમાં મને તારા ગુણ ગાવાની અનુમતિ આપી દે !

પ્રભો ! આ સંસારનાં બીજા કોઈ પણ કામની યોગ્યતા મારામાં નથી !!

મારા નિરૂપયોગી પ્રાણ તારા જ ગીત ગાવામાં મસ્ત રહે, એવું બળ મને આપી દે !!

હૃદય કુંજમાં અર્ધરાત્રી જેવી નીરવતા છે !

મન મંદિરમાં તારી આરતી માટે દીપમાળો પણ પ્રગટ થઈ ચૂકી છે !

આવા સમયે મને ગાવાનો આદેશ દઇ દે !

પ્રભાતની ઉષામાં તારા મંગળ ગીત ગાવા માટે અનુમતિની ભીક્ષા આપી દે !!

આપી દે !!!



# ભેટણું

મારા દેવ! નવકાર!!

પોતપોતાની શક્તિ અને ભક્તિ પ્રમાણે સૌ તને સારા-નરમા ભેટણા ધરે છે!

કોઇ ધરે છે તને મોતીયોની માળા!

કોઈ ધરે છે પુષ્પો સુગધી સુંવાળા!!

કોઇ ચઢાવે છે તને મિષ્ટાન્નના થાળા!

કોઈ ચઢાવે છે ફળો સ્નિગ્ધ રસાળા!!

હુ ચડાવુ તને વાસના ભરી છાબડી!

તું કરૂણા ભર્યો સ્વીકારી લે જે આ છાબડી!!

પૂજ્ય! નવકાર!! જગતમા તો એ ન્યાય છે કે જેની પાસે જે હોય તે આપે એટલે મે મારી પાસે જે હતું તે આપ્યુ છે

તું પારખુ છો તો પારખી લેજે!

અને ખુબીમા હો તો એ રાખી લેજે!!



## કૃપણ

ઉદારદીલ ! દાનેશ્વરી ! ! નવકાર ! ! !

આ શુ ?

હું તારી પાસે કેટલાય વખતથી ભીખ માગવા આવ્યો છું !

તને જ્યાં ત્યાં ખોળું છું !
પણ તું ના જડ્યો ! !

આખરે તું મારા જ નાના ઘરના ખૂણામાં ભરાઇ બેઠો હતો ! મેં ખોળ્યો ! !

પકડ્યા તારા ચરણો ! ! !

ઉભો થઇ મેં મારી ઝોળી પાથરી ત્યાં તે ઉચ્ચાર્યું "ભિક્ષાં દેહિ"

હું આ શું સત્ય સાંભળી રહ્યો છું ?

ભીખારી પાસે પણ ભીખ માગવી ?

આ ઉદારદીલ ? દાનેશ્વરી ? કે કૃપણ ?

ખેર ! લે આ મારી વાસનાઓ ! !

હું હળવો થાઉં !

લે નવકાર ! લઇ જા ! લઇ જા ! લઇ જા ! !

હું ઉદાર અને

તું કૃપણ !



## સિંહાસન

વિશ્વપતિ ! નવકાર ! !

તુ ત્યા પોતાના મોટા સિંહાસન ઉપર બેઠો હતો ! !

હુ અહીં બેઠો બેઠો તારા ગીત ગાઇ રહ્યો હતો ! !

તારા કાનો સુધી એ ગીતોની અસ્પષ્ટ ધ્વનિ પહોચી અને તુ નીચે ઉતરી મારા મન–મંદિરના દ્વારના પગથીયા ઉપર આવી ઉભો રહ્યો !

તારા દરબારમા અગણિત ગુણી ગાયક છે ! !

પરન્તુ દિવ્ય કરુણાએ મારા ગુણહીન ગીતો છતા એણે તારા પ્રેમને જગાડ્યો છે ! !

વિશ્વના વિવિધ ગીતોમાથી એક મારા કરૂણ સ્વરે પણ તારો સ્પર્શ કર્યો છે ! !

તું વરદાન દેવા માટે ઉંચા સિંહાસન ઉપરથી ઉતરી નીચે આવ્યો અને મારા નીરવ મન–મંદિરના દ્વારના પગથીયા ઉપર આવી ઉભો રહ્યો !

પણ ..



# એકવાર

નાથ ! વ્હાલા નાથ !!

નવકાર !!!

મારી વિનંતિ તું સ્વીકાર કર !!

એક વાર તો સ્વીકાર કર !!

મારા મન-મંદિરમાં રહે !

કદી પાછો ના જતો !!

જે દિવસ તારા વિયોગમાં ગયો તે ધૂળમાં ગયો !

હવે તારા જ પ્રકાશમાં જીવન-કળીને ખીલવવા જાગૃત રહીશ !!

કયા ઉન્માદમાં, કોઇની ખોજમાં હું આમ તેમ -આશાઓમાં ભટકતો રહ્યો !

કોણ જાણે કેમ !!

હવે મારા હૃદય ઉપર કાન મૂક અને સાંભળ !!

એમાં જે પાપ-ધન, છલ-બલ, વિકાર-વ્યથા જે હોય તેને તું આગમાં જલાવી દે !

મારા નાથ ! જલાવી દે !!



# જીવન સરોવર

પ્રિય ! પ્રિયતમ ! !

નવકાર ! ! !

જ્યારે જીવન સરોવર સૂકાઇ જાય, હૃદય કમલની પાખડીયો મુરઝાઇ જાય, ત્યારે તું કરૂણાના વાદળ લઇને આવજે !

જ્યારે જીવનનુ માધુર્ય કટુતાના મરૂસ્થલમા બદલાઇ જાય, ત્યારે તું ગંગા બની આકાશમાથી ઉતરજે ! !

જ્યારે સસારી કામોનો કોલાહલ દશેય દિશામા ગાજી રહ્યો હોય અને મને પોતાની મર્યાદામા કેદ કરી નાખે ત્યારે પ્રશાત પ્રભુ ! મારી પાસે શાતિનો સેનાની અને વિશ્રામનો દૂત બની આવજે ! ! !

જ્યાંરે વાસનાઓ પોતાની પ્રચડ પ્રતાપી ધૂળ અને ભભક ભરી લાલસાઓથી અધ મને બનાવી દે ત્યારે હે ભગવન્ ! પોતાના તેજ અને ઓજસ્વી પ્રકાશના સાથે આવજે ! ! ! !



## કામણગારા ! મનોહારા ! ! નવકાર ! ! !

સુનસાન અને ખતરનાક મોહઘરની દીવાલો ઓળંગી વિરાટ વિશ્વના વિહાર માટે હું બહાર જઇ શકીશ ?

અતિશય મોહવશ બની બધાનું કામ કરતાં કરતાં દુનીયાની ભૂલ-ભૂલામણીમાં ફસાઇ ગયો છું !

આશા અને આકાંક્ષાથી ભરેલાં, સુખ થોડું અને દુઃખ ઝાઝું એવા સંસાર સાગરમાં તરતો ડુબતો આથડયાં કરૂં છું !

પરન્તુ ભયંકર તોફાનોથી જ્યારે જર્જરિત થઇ જાઉં છું ત્યારે તારા ચરણે હું આરામ માટે દોડતો આવું છું ! !

ત્યારે વિશ્વના અપાર કોલાહલમાં પણ ફક્ત તું જ યાદ આવે છે ! !

વિચારૂં છું કે આ કર્મબંધનોની દીવાલો ઠેકી "વિશ્વ-વિહાર" માટે હું બહાર જઇ શકીશ ?



# પુષ્પની પ્રાર્થના

## પુષ્પપતિ ! અનાથગતિ ! ! નવકાર ! ! !

જલ્દી કરો પ્રભુ ! જલ્દી કરો ! !
આને તોડી લો ! વિલબ ના કરો ! !
એટલામા એ ધૂળમા ખરી ન પડે એ ભય છે !
આ મારા મન બગીચામા ખીલેલા સદ્દભાવપુષ્પને
તારી માળામા સ્થાન મળશે કે કેમ ?
કોને ખબર ? તો પણ
તારા ચરણના સ્પર્શથી એને ભાગ્યવાન બનાવ !
વિલબ ના કરો પ્રભુ !
દિવસ પૂરો થઈ જશે !
અધારુ આવી જશે ! !
તારી પૂજાનો સમય ચૂકી ન જવાય એજ એક ભય છે !
જો એમા થોડો ઘણો રગ છે !
જો થોડી ઘણી એના હૈયામા સુવાસ છે !
જ્યા સુધી તારી સેવાનુ મુહૂર્ત બાકી છે !
ત્યા સુધી તું એનો સ્વીકાર કરી લે !
પુષ્પ તોડી લો ! ચરણે સ્વીકારી લો ! !
કૃપા કરી હવે વિલબ ના કરો !



## સામ્ય સૌમ્ય

સ્નેહી ! વિદેહી ! ! નવકાર ! ! !

આજે તો....

મારા અંગ અંગમાં આનંદ છે !

મારા રોમ રોમમાં રોમાંચ છે ! !

મારા નયનોમાં ઉન્માદ છે !

મારા ઉરમાં ઉમંગ છે ! !

પણ કારણ શું છે? એ નથી સમજાતું.

આજે તો ઉપરના આકાશથી નીચેની ધરા સુધી તે મારા મનને વિકસાવી દીધું છે !

મૈત્રીભાવમાં સૌ સામ્ય અને સૌમ્ય મને જણાયાં છે ! !

એ મારા આનંદનું કારણ તો નહિ હોય ને ?

તો પણ હું જેને શોધી રહ્યો છું, એના સાથે મિલન થશે ?

કે એની શોધ માટે ભટકવું પડશે ?

આની મને કાંઈ સમજ પડતી નથી ! !

તેમજ

આનંદ, રોમાંચ, ઉન્માદ અને ઉમંગ કેમ છે? એની પણ સમજ પડતી નથી ! !



## રક્ષાબંધન

કરૂણાસાગર ! અરૂણાકર !! નવકાર !!!

આજે હું તારા જમણા હાથે રાખડી બાંધવા આવ્યો છું !

એને તું મતાડી ના લેતો !!

તારા હાથમાં રાખડી બાંધવાથી હું બધાને ય સ્નેહ બંધનમાં બાંધી લઇશ !!

એ મૈત્રી-ભાવનાના પ્રેમ-બંધનમાંથી કોઇ પણ બહાર રહેવા સંભવ નથી !!

આજે આ મારા અને પેલા પારકા એવો ભેદ રહ્યો નથી !

આજે હું મારી અંદર અને બહાર, બધે અને બધાને સૌમ્ય અને સામ્ય એમ એક સમાન જોઇ રહ્યો છું !!!

તારા વિરહ દુઃખમાં રોતો રોતો હું આટલી વાર ભટક્યો પરન્તુ તે વિરહ ક્ષણવારમાં નષ્ટ થઇ ગયો !!

હવે હું તારી તરફ દોડતો આવું છું !

તારે હાથે રાખડી બાંધવી છે !!

એને મતાડી ના લેતો !!!



# અલ્પ ભિક્ષા

વ્હાલાં નાથ ! પ્રાણપતિ ! ! નવકાર ! ! !

હું તારી પાસે આટલી જ ભીખ માગું છું !

તું મારામાં એટલો જ "મમત્વ ભાવ" રહેવા દે કે તને જ મારો માનું ! અન્યને નહિ ! !

મારામાં એટલી જ ચેતના રહેવા દે કે તને જ સમજી શકું ! અન્યને નહિ ! !

મને એટલા જ બંધનમાં બાંધજે કે તારા પ્રેમ–પાશમાં હું બંધાયેલો રહું અને મારું જીવન તારા જ ધ્યાનમાં મસ્ત રહે ! અન્યમાં નહિ ! !

મારામાં એટલો જ પ્રેમ–સ્નેહ રહેવા દે કે એ તને જ અર્પું ! અન્યને નહિ ! !

પ્રિય નાથ !

હું તારાથી આટલી જ અલ્પભિક્ષા ચાહું છું ! ! !



સ્નેહરશ્મિ ! મુગ્ધાવર્ષા ! !

નવકાર ! ! !

તે જ્યારે મને ગીત ગાવાનુ કહ્યુ ત્યારે મારી છાતી ખૂબ હર્ષથી ફુલી ગઇ !

મારી આખમા આનદના આસુ આવ્યા ! !

તારા સ્નેહભર્યો મુખને અપલક નયને નિહાળતો રહ્યો !

મારા જીવનમા જેટલી કટુતા, વિષમતા અને અસ્ત-વ્યસ્તતા હતી તે ઓગળીને તારી ગીતસુધામા પરિણમી ગઇ ! !

મારી સાધના અને આરાધના પક્ષીની જેમ પાખો ફેલાવી આનદથી ઉડવાની કામના કરવા લાગી ! !

હુ જાણું છુ કે સાધના અને આરાધના દ્વારા બનેલા ગીત વડે-ગીતના બલ વડે તારી સામે આવવાનું સાહસ કરી શકુ છુ ! !

તો પણ તારી અત્યન્ત નિકટ આવવામા કાઈક મ કોચ થતો જણાય છે ફક્ત ગીત દ્વારા તારા પવિત્ર ચરણોનો સ્પર્શ કરી લઉં છુ ! !

પ્રભો ! ગાનના તાનમા ભાનને ભૂલી જઉ છુ અને તને 'મિત્ર' માની બોલાવું છુ ! ! !

વિભો ! એ સુયોગ્ય છે ને ?



# ગર્જના

મહામેઘ ! નવકાર ! !

માર્ં પૂરાણું મન મૂચ્છિત થઇ પડયું હતું !

એનામાં ચેતના આવે તે માટે ઝંખના હતી ! !

ત્યાં તારાં આષાઢી મહામેઘ આવ્યા ! ! !

મહામેઘે ગર્જના કરી !

કુમાર દેવતાઓ ગેડી દડે રમતા હોય તેમ ગડગડાટ સંભળાવવા લાગ્યો !

વિજળીયો ચકમક ચકમક ચમકતી દેખાવા લાગી ! !

મૂચ્છિત મન જરીક સરવળ્યું ! !

ઝરમર ઝરમર ફરફર ફરફર ચાલુ થયા ! !

પ્રભો ! પ્રભો ! ! મહામેઘ ! મહામેઘ ! !

તારી આષાઢી ગર્જનાથી માર્ં પૂરાણું મૂચ્છિત મન આજે પુનઃ પલ્લવિત થઇ રહ્યું છે !

ચેતનવન્તુ બની રહ્યું છે ! !

મારી ચેતના તારી સાધનામાં જોડાઈ જશે ! !

અને હું તારામાં લયલીન બની જઈશ ! ! !



# વિશ્વાસના આધારે

## વિયોગયોગી ! નવકાર ! !

આજથી હુ તારા ઉપરના વિશ્વાસના આધારે રહેતા શીખુ છુ !

શરીરની સપૂર્ણ વિસ્મૃતિ થાય એવી દશા સિદ્ધ કરવા મથીશ !

તારા અખડ સ્વરૂપમા લીન બનવા હું આ ડુબકી મારી રહ્યો છુ !

હવે મને શરીરની પણ મમતા ન જોઇએ !

અરે ! એના માટે વિચાર સરખોય ન જોઇએ ! !

છતા આવે તો ?

પ્રારબ્ધને આધીન માની તિતિક્ષા અને ઉપશમ વડે મન ઉપર સયમ પ્રાપ્ત કરીશ !

આજે હું માત્ર એટલુ જ જાણવા અને જોવા માગુ છુ કે-

પ્રિય નવકાર !

તું મારી રક્ષા કરે છે કે નહિ ?



## અંશુ બંધન

પ્રિયસખે ! નવકાર ! !

એક દિવસ હું તારી સભા જોવા આવ્યો !
મને આશા નહિ કે હું તારા પર મોહી પડીશ !
તેં મંજુલ વાણીએ મને ઉપદેશ દીધો !
મારા કોમલ હૈયે સ્નેહે તેને પીધો
એમાં ભર્યું હતું અનેરૂં જાદુ !
તેથી જીવન બન્યું મારૂં સાદુ ! !
વિનમ્રભાવે, મૌન પણે તારે ચરણે નમી રહ્યો !
સ્નેહ ભાવે વિશલ્ય હૃદયે, પાપ પંક વમી રહ્યો ! !
ઉભો રહી નીરખી રહ્યો હું તારૂં મુખડું !
કરૂણાભર્યો ભરખી રહ્યો તું મારૂં દુઃખડું ! !
સ્નેહઘેલો નીરખું સભામાં આમ તેમ જ્યાં !
તારા સિવાય નજરે ન ચડે કોઇ પણ ત્યાં ! !
મનમાં થયું જરૂર તે કર્યું નયનના અંશુથી બંધન !
સારૂ થયું તેથી પ્રભો ! ગયા મારા સર્વ વિઘન ! !
સ્નેહાંશુથી બંધાઇ ગયો, પ્રભો ! બંધાઇ ગયો !
છૂટવા હું ઈચ્છતો નથી ભલે હું બંધાઇ ગયો ! !
એ બંધન લાગે મધુરૂં, એમાં બંધાવું બહુ ગમે !
નથી છૂટવું મારે કદી, સ્નેહે આ બાળક તને નમે !



## અષાઢી મેઘ

હૃદયવત્સલ ! નવકાર ! !

અષાઢના કાળા ભમરા જેવા વાદળોથી દિન અને રાત
સમાન બન્યા છે !
આસમાની આકાશને વાદળાઓએ કાળા પડદાથી
ઢાંકી દીધુ છે ! !
પવન પણ આજે નકામા અવાજો કરી વધુ સતામણી
કરે છે !
એની શીતળતા પણ દુ ખ આપે છે !
વન-પર્વતો નીરવ બની ગયા છે !
રાજમાર્ગો અને લઘુમાર્ગો પણ નિર્જન બની ગયા છે ! !
બધાના નાના મોટા આવાસો બધ થયા છે !
હે એકાકી સખા ! પ્રિયતમ ! નવકાર !
મારા દ્વારો ઉઘાડા છે !
સ્વપ્નની જેમ આવી ચાલ્યો ના જતો !
વિજળીની જેમ પલકારો મારી ચાલ્યો ના જતો !

હુ આ ઘનઘોર અધારામા કાઈ પણ નીહાળી શકતો નથી તારી આશામા આજે ઉંઘ પણ નથી આવતી તું આવીને બીજે ચાલ્યો ના જતો !

ચાલ્યો ના જતો ! !



## મધુપેય

### વિશ્વભર્તા ! નવકાર ! !

મેં તારા આતિથ્ય માટે તાજા ફૂળો આણેલા !
એમાંથી સુંદર અને મધુર ફળો જુદા વીણેલા !
વીણેલા એ ફળોનો અમૃત રસ કાઢયો !
એમાં શર્કરા એલા લવીંગ મરીચિકા મેળવ્યાં !
સુંદર અને શીતળ મધુપેય બનાવ્યું !
ઉજ્વલ ચંદ્ર સમા સ્ફટિકરત્નના પાત્રમાં એ ભર્યું !
તું મારે આંગણે આવીશ !
વિનય વિવેક અને મૈત્રીભાવથી એ પાત્ર તને આપીશ !
નમ્રતા સરલતા અને સ્નેહથી હું તારી સામે બેસીશ !
તું શીતળ મધુપેયનું પાન કરીશ !
તને શાંતિ મળશે મને વિશ્રાંતિ મળશે !
તું પ્રસન્ન થશે ! મને વરદાન મળશે !
માગ માગ માગ એમ તું વદીશ !
હું એક વચન માગી લઇશ !

"भवे भवे तुम्ह चलणाणं।"



ભવોભવ મને તારા ચરણોની સેવા મળજો !
એ ચરણોનો વિયોગ કદી પણ ના થજો !
સ્વપ્નમા પણ ના થજો !
વચનથી બંધાએલો તું સ્નેહભર્યા વરદાનમાથી
કદાપિ નહિ છટકી શકે ! !
કદાપિ નહિ ફરી શકે ! ! !

## પ્રહાર

વીર નવકાર ! !

મારી એક એ જ પ્રાર્થના છે !
કે તું એક પ્રહાર કર ! પ્રહાર કર ! !
પણ
એ મારી વિષય વાસના પર !
પછી મારામા પ્રેમ અને શાન્તિના
જ્યોતિર્મય અખંડ દીપ પ્રગટશે ! !
જીવનની જ્યોતિ ઝગમગશે ! ! !



# અજ્ઞાત

અનંતરૂપ ! અજ્ઞાતસ્વરૂપ ! ! નવકાર ! ! !

મને ગર્વ હતો કે હું તને જાણું છું !

પૂર્ણ ઓળખું છું !

મને ઘણા આવી તારૂં રૂપ અને સ્વરૂપ પૂછે છે !

હું જણાવું છું !

પણ મારૂં મન કહે ઘેલા ! એ તો ઘણું અધુરૂં છે !

કોઈ આવીને તારૂં રહસ્યમય ગૂઢ સ્વરૂપ પૂછે છે, તો કહી દઉં છુ કે 'મને ખબર નથી' !

એ કહે તું સાધક છે ને ?

તો મેં કહ્યું દુનીયામાં ધન કેટલું ?

એમણે કહ્યું એની ગણના કરવા અમે સમર્થ નથી !

મેં કહ્યું મારો ઉત્તર પણ એજ !

એ બિચારા ઉદાસ બની ચાલ્યા જાય છે !

પણ મને ઉદાસ કરી જાય છે ! !

પ્રભો ! વિભો !

તારા અનંત સ્વરૂપનો જ્ઞાતા હું ક્યારે બનીશ ?



## સમાવેશ

નિર્મળ ! નાથ ! ! નવકાર ! ! !

તું મને તારા ચરણોમા રાખ !

હુ તને મારા મન મદિરમા રાખીશ ! !

તારી પૂજા કરીશ !

તને વાદિશ ! !

તારી સેવા કરીશ ! ! !

હુ ભવોભવ તારો સાથ છોડવા નથી ઇચ્છતો !

તું અને હુ !

હુ અને તુ !

ક્યારે એક બીજા, એક બીજામા સમાઇ જઇશું ?

બોલો ! જીવનસાથી બોલો તો ?

હુ ભટકી ભટકી થાકી ગયો છુ !

તારા ચરણોમા રાખ !

હવે તો રાખ ! !



# તું ન આવ્યો

## દીનાનાથ ! કૃપાળુ ! ! નવકાર ! ! !

તેં મને વચન આપ્યુ હતું કે-
હું તને મળવા માટે આવીશ !
ઘનઘોર કાળાં અષાઢી મેઘ ગયાં !
શરદના રૂની પૂણી જેવા વાદળ ગયાં !
પણ તું મારે આંગણે ના આવ્યો તે ના આવ્યો ! !
શિશિર અને વસંતના વહાણાં વીતી ગયાં !
આંબલે આવ્યો મોર પણ દિલડાનો ચોર
તું મારી ઝુંપડીએ ના આવ્યો તે ના આવ્યો ! !
ગ્રીષ્મનો ઉત્તાપ તપી ચાલ્યો ગયો !
વર્ષાના વાદળાં પુનઃ પુનઃ ઝરમર થવા લાગ્યાં !
વિદ્યુત ચકમક ચકમક ચમકવા લાગી પણ તું મારે
ઘરે ના આવ્યો તે ના આવ્યો !
નિરાશ નયને, ઉદાસ વદને વાટ જોઉં તારી !
આશાની ઉષ્મા છે કે હજીય તું આવીશ !
પણ તું મારે દ્વાર ના આવ્યો તે ના આવ્યો !
સ્નેહભર્યો નાથ ! તું ના આવ્યો તે ના આવ્યો ! !



# ના આવ્યો તે ના આવ્યો

પ્રાણપતિ ! નવકાર ! !

તું ના આવ્યો એટલે હું મયૂરશિખા વીણા લઇ તારૂં
ગીત ગાવા બેઠો ?
વીણાના તાર પર આંગળીયો રમાડી !
એમાથી કોયલ કંઠ જેવા પચમ સૂરો નિકળ્યા !
મે પણ એમા ગીત ઉમેર્યું !
"પધારો મારા મોંઘેરા સ્વામ !
પધારો મારા મોંઘેરા મહેમાન ! !
પધારો મારે નાનકડે ધામ !
પધારો મારે નાનકડે ગામ ! !
જપું છું નિશદિન તારૂં નામ !
ભૂલી ગયો છું તેથી બીજા કામ ! !
નથી જોઇતો મારે હવે આરામ !
તું આવીશ તો જ થશે વિરામ ! !"
આશા હતી કે આ ગીતથી તું પ્રસન્ન થઇશ
અને મારે આંગણે આવીશ !
મધુર આશા પૂરીના ! પણ
તું ના આવ્યો તે ના જ આવ્યો ! !



# કામના

## અમૃતવર્ષી ! નવકાર ! !

મારી આ આખરી કામના છે કે હું આવતે જન્મે જેવો ચંદ્ર છે તેવો સૌમ્ય બનું અને સ્નેહને પામું !

ચંદ્રમાં સૌમ્યતા છે !

આહ્લાદકતા છે ! !

પ્રિયતા અને મધુરતા છે ! ! !

ઔષધિયોમાં તે અમૃત સિંચે છે !

પ્રિય નવકાર ! સૌમ્ય, આહ્લાદક પ્રિય અને મધુર મારૂં જીવન બનજો ! !

ચંદ્ર–

ગરીબ કે અમીરને, રાજા કે રંકને, યોગી કે ભોગીને, વિદ્વાન કે મૂર્ખને,

એમ સૌને સરખો પ્રકાશ આપી સ્નેહ મેળવે છે તેમ હું પણ સ્નેહને પામું !

પણ....કલ્પતરૂ ! નવકાર ! !

તું મળીશ તો જ મને તારી આંતરજ્યોત મળશે.

એ આંતરજ્યોત દ્વારા હું મૈત્રી, પ્રમોદ, કરુણા અને મધ્યસ્થતાને શોધી લઇશ.



# અખંડ આશા

કલ્પતરૂ ! અઘહરૂ ! ! નવકાર ! ! !

અહીં જે ગીત ગાવા આવ્યો હતો તે ના ગાઈ શક્યો !

આજે તો શુ ગાવુ ? એ જ વિચારમા ને વિચારમા ગાવાનુ મનમા જ રહી ગયુ !

હુ કોઈ રચના ના રચી શક્યો ! મારા શબ્દો કવિતાને ના પામ્યા !

કેવળ મારા પ્રાણોમા તારા ગીત ગાવાની વ્યાકુલતા ભરી પડી છે !

આજે એ આશા-પુષ્પો ખીલ્યા નહિ !

કેવળ હવામા ડોલતા રહ્યા !

મે તારા દર્શન ના કર્યા !

તારા શબ્દ પણ ના સાભળ્યા !

ફક્ત તું મારી પાસે આવી રહ્યો છે,

એવા આશાના અવાજ સાભળતો રહ્યો !

તુ મારા મન-મદિર સુધી આવે છે અને જાય છે !

મે આખો દિવસ એ મદિરની સફાઇ માટે વીતાવી દીધો !



મેં હજી દીવો પણ નથી પ્રગટાવ્યો !

હવે કેવી રીતે બોલાવું ? મેલાપ ના થયો !

પરન્તુ તું આવીશ અને મિલન થશે એ અખંડ આશા મારા પ્રાણોમાં વસી ચુકી છે ! ! !

## અતિથિ

પ્રિય અતિથિ !

માનવંતા મહેમાન ! !

નવકાર ! ! !

હવે તું મારે આંગણે મોંઘેરો
મહેમાન બની આવ્યો છે !
ઘણું જ સરસ થયું ! !
મારૂં તન-ઘર-સ્વચ્છ રાખીશ !
સત્યનો દીવડો પ્રગટાવીશ !
વિચારો પર વાસનાની ધૂળ નહિ લાગવા દઉં !
તું મારો સોહામણો કામણગારો અતિથિ છે !
એટલે તારાથી ભય પામી પાપ-પલાયન થઇ ગયુ છે !
હવે દરેક કાર્યમાં તારી પ્રેરણા લેવાશે ! ! !



# પ્રસન્નતા

પ્રાણસખા ! પ્રિયતમ ! ! નવકાર ! ! !

તારી તો મારા ઉપર પ્રસન્નતા છે ને ?
તુ પ્રસન્ન એટલે મારે ઘણુ !
પછી બીજાને પ્રસન્ન કરવાની મારે શી જરૂર ?
તને કાલા-વ્હાલા કરીશ !
તારા ચરણો પકડીશ ! !
પ્રાર્થના પ્રેમથી કરીશ ! ! !
આજીજી કરીશ !
ખોળો પાથરીશ !
કરગરીશ !
રડીશ-કરીશ પણુ—
બીજાને પ્રસન્ન કરવા તારો આ સેવક દીન-હીન કદાપિ નહિ બને
કરુણાધન !
તું ભૂલને યાદ કરતો નથી !
સેવાને વિસરતો નથી !
ક્ષમા આપે છે ?
સ્નેહ ધારે છે !
માટે તું જ મારો પ્રાણસખા છે
અને તું જ મારો પિયુ છે ! !



# આહ્‌વાન

ભયહર ! અભયકર !

નવકાર ! ! !

મારા ભય નષ્ટ કરો ! નષ્ટ કરો !
મારાથી મુખડું ના મોડી લો ! !
તું પાસે જ હતો !
તને હું ઓળખી ના શકયો ! !
હું કયાંય બીજે જોઈ રહ્યો હતો !
પણ ખબર નથી કે કયાં ?
તું મારા હૃદયમાં આનંદ ને ઉમંગનો પ્રકાશ ભર !
તું મારા અન્તઃકરણમાં વિહાર કર !
તું બોલ ! મારાથી કાંઈક તો બોલ !
મારા શરીરનો સ્પર્શ કર અને હાથ ઝાલી મને ઉગારી લે !

નવકાર ! મારૂં જ્ઞાન અધુરૂં છે પણ
તારૂં નામ તો મધુરૂં છે ! !
મારૂં હાસ્ય રૂદન બધુ ભ્રામક છે !
મારી સામે આવો !
મારો ભ્રમ દૂર કરો ! !
મારા ભય દૂર કરો ! ! !



# ચંદ્રપુષ્પ

ચંદ્રજ્યોત ! નવકાર ! !

અંતરના આકાશમાં ચંદ્રરૂપ કમળપુષ્પ ખીલ્યું છે !
એની પાખડીએ ચારે દિશામાં પ્રસરી છે !
અંધકારના કાળા આવરણો દૂર ચાલ્યા ગયા છે !
ચોમેર સ્નેહલ અને શીતલ પ્રકાશ પથરાયો છે !
પુષ્પના મધ્યરાં મોનેરી ડોપ છે !
હું ત્યાં આનંદપૂર્વક ધ્યાનમાં મસ્ત બેઠો છું !
ચંદ્ર-પુષ્પમાંથી સદ્ભાવનો પરાગ વિખેરી રહ્યો છું !
અન્તરના શુભ આકાશમાં તરંગો ઉઠ્યા છે !
પ્રાણવાયુમાં સુગંધ અને શીતળતા આવી છે !
આત્મામાં અતુલ આનંદ ઉભરાવા લાગ્યો છે !

મન મસ્ત બન્યું તારા ધ્યાનમાં !
વચન મસ્ત બન્યા તારા ગાનમાં ! !
તન મસ્ત બન્યું તારા તાનમાં ! ! !

જ્યાં તું ત્યાં પ્રકાશ અને જ્યાં પ્રકાશ ત્યાં તું !
બધે પ્રકાશ અને બધે તું !

ચંદ્રજ્યોત ! હું તને નમસ્કાર કરું છું ! મારા દુઃખ દૂર કર ! ! મારા મસ્તક પર વરદ હાથ મૂક ! ! !

પુષ્પપરાગ ! હું તને નમસ્કાર કરું છું !
તું મારા બધા મનોરથ પૂર્ણ કર ! !



# નામનો મોહ

## શાશ્વતનામ ! ગુણધામ ! ! નવકાર ! ! !

મારા નામને અમર બનાવવા હું ઘણા વખતથી મથી
રહ્યો હતો !

ત્યાં એક મંજુલ ઝંખાર સંભળાયો !
અરે મુગ્ધ માનવી ! તું સાધક બન્યો ?

કામને જિતી ગયો પણ નામનો મોહ તોય ના ભૂલ્યો ?
ભલા ! નામ ક'દી કોઈનું અમર રહ્યું છે ?

"નામ એનો નાશ" એ તો તું ઘણીવેળા બોલે છે ને ?
એટલું પણ યાદ નથી રહેતું ? યાદ રાખ !
સાગરના એકએક તરંગો નામના રંગને ભૂંસતા જાયછે!
મોટા મોટા નામોને પણ એ સાગરના તરંગો

ભૂંસવાનું ભૂલતા નથી !
દેવના નામ ભૂંસે છે !

દેવેન્દ્રના નામ ભૂંસે છે ! !
દેવાધિદેવના નામને પણ ભૂંસે છે ! ! !
અમર ના રહ્યું કોઈનું નામ !
ભૂલીજા તું તારૂં નામ !

અમર છે એક નવકારનું નામ !
એની જ્યોતિમાં મળીજા !

તો અમર થશે તારૂં નામ ! !



## આશંકા

સ્વામિન્ ! નવકાર ! !

તુ મને ભૂલી તો નહિ જાયને ? સુતા જાગતા એજ ચિંતા રહ્યા કરે છે !

મારા આવાસે ગમે તેટલા હાસ્યના હોજ હો,

ધજા, પતાકા, તોરણુ અને અન્ય સુશોભનોથી આવાસ સુશોભિત હો,

રંગબેરંગી દીપમાળની જ્યોતિથી સુરમ્ય પ્રકાશિત બન્યુ હોય,

પણુ જો "તું મને ભૂલી જાય તો" એ બધાથી મારે શું ?

"તું મને ભૂલી તો નહિ જાયને ?" આ વાત યાદ આવતા દિલ ભાગીને ભૂક્કો થઇ જાય છે !

આ વેદના કયારેય ભૂલાતી નથી !

આ આશંકા સુતા જાગતા રાત દિવસ મને સતાવ્યા કરે છે !

વાદળ ભલે ખેડુતને ભૂલી જાય પણુ ખેડુત વાદળને કદાપિ ભૂલતો નથી !

કદાચ તું મને ભૂલી જઈશ, પણુ હુ તને કદાપિ ભૂલનાર નથી ! !



# વણસેલી તક

જગતારક ! નવકાર ! !

હું અમીરસભર્યાં તારા નયનો નિરખતો હતો !
કામણગારી કીકીઓ કરૂણાનો
ધોધ વરસાવતી હતી ! !
તે ધોધ કહેતો હતો કે મારી નીચે આવ !
તારા રોગ શોક દુઃખ દારિદ્રય પખાલી દઉં ! !
હું ધોધ નીચે ગયો તો ખરો !
પણ છત્રી ઓઢી ધોધ નીચે બેઠો !
એ છત્રીમાં મમતાની લીસી દાંડી હતી ! !
અહંતાનો વક્ર ગોળ હાથો હતો ! !
અને
મોહનું શામળું વસ્ત્ર એની માથે મઢયું હતું !
એ છત્રી ઉપર કરૂણાનો ધોધ પડતો હતો !
પણ ચારે બાજુ એ વહેંચાઇ જતો !
પ્રિય નવકાર !
એટલામાં અમીરસ ભર્યા મધુર વચને તેં કહ્યું !
અરે મુગ્ધ પાગલ ! આ શું કરે છે ?
આમ તારા રોગ શોક નહિ જાય !
દુઃખ દારિદ્ર પણ નહિ પલાય !



પણ
બાળ હઠે ચડેલા મેં એ ન માન્યુ !
કરૂણા સાગરે સમજાવવા ઘણા પ્રયત્ન કર્યો ! !
હુ ન માન્યો તે ન જ માન્યો ! ! !
સમભાવે તુ પાછો વળ્યો !
અને કયાય ચાલ્યો ગયો ! !
થોડી વારે છત્રી હટાવી હુ
તને નિહાળવા પ્રયત્ન કરૂ છુ !
પણ
કરૂણાભીની કામણગીરી કીકી અલોપ !
હુ રડી પડયો !
હવે શુ ?
પ્રભો ! પ્રભો ! એ વણમેલી તકનુ દુ ખ
મારા હૃદયને વલોવી નાખે છે !

## ચિન્તા નથી

**ઓ પ્રાણજીવન ! નવકાર ! !**

તારા મન મ દિરમા મને બોલાવી લે !
વસાવી લે ! રાખી લે ! !
પછી મને કોઈ ચિન્તા નથી ! !
ભલે માર્ગમા અ ગારા આવે !
ક ટક આવે ! !
સ કટ આવે ! ! !



# મુલાકાત

રક્ષણકર ! નવકાર ! !

આજે મારી અંતર રાજધાની ઉપર મહાશત્રુઓ ત્રાટક્યાં છે !

મોહ મહીપતિ એ શત્રુઓના રાજા છે !
રાગ અને રોષ એ મહાસેનાધિપતિ છે !
એમની દેખરેખ નીચેનું સૈન્ય સાગરસમ છે !
એ સૈન્યે મારી રાજધાનીમાં હાહાકાર બોલાવી દીધો છે !
નાશ ભાગ અને "ત્રાહિમામ્" "ત્રાહિમામ્" ના પોકાર
કાને કરૂણ રીતે અથડાય છે !
મારી મુંઝવણનો પાર નથી !
હૈયું ફફડાટથી કંપી રહ્યું છે !
મોટાની શરણાગતિ સ્વીકાર્યા સિવાય ચાલે તેમ નથી !
શત્રુને આધીન થવા મન માનતું નથી.
આવા ભીષણ અને ભયાનક કટોકટીના સમયે
મેં તને મદદ માટે યાદ કર્યો છે !
તું જરૂર મને મુલાકાત આપીશ !
પ્રભો ! તું એક રાષ્ટ્રનો વડો છે !
હું પણ એક રાષ્ટ્રનો વડો છું !



મારૂ શબ્દ તારા શબ્દમા મેળવી દેવા ઇચ્છુ છુ !
સ્હેજે એ શબ્દના વડાઓ ગભીર વિષયની
ચર્ચા માટે ગુપ્ત સ્થળ પસદ કરે છે !
વળી એ સ્થળ સલામત અને સુદર હોવુ જોઇએ !
મારે તો મહારિપુ સાથે બાથ ભીડવાની છે !
એટલા માટે જ તારી મુલાકાત ઇચ્છુ છુ !
બોલો પ્રભુ ! બોલો તો ! !
કયા સ્થળે હુ આપની સાથે મત્રણા કરવા આવુ ?
જો આપ મારા પર સ્થળની પસદગી રાખો,
તો હુ સુદર એક ગુપ્ત સ્થળ બતાવુ !
એ સ્થળે હુ બધી વ્યવસ્થા કરાવી દઇશ !
એ છે મારૂ આત્મમદિર !
ત્યા અન્યને પ્રવેશ નથી જ !
પ્રભો ! પ્રભો !
જલ્દી આવો અને
મુલાકાત આપો !



# મોહશૃંખલા

## મનરંજન ! નિરંજન ! ! નવકાર ! ! !

મારી મોહની સાંકળ અતીવ દૃઢ છે !
તું એને તોડી નાખ, આ મારી કામના છે ! !
પરન્તુ એ જ્યારે તુટવા લાગે છે ત્યારે
મારૂં મન દુઃખી દુ.ખી થઇ જાય છે !
મુક્તિ માગવા તારી પાસે આવું છું પણ મુક્તિની
આશાથી ભયભીત બની જાઉં છું ! !

મારા જીવનમાં તુંજ સર્વશ્રેષ્ઠ નિધિ છે.
તારા જેવું અણમોલ ધન મારૂં બીજું કોઇ નથી !
આ હું જાણું છું ! તો પણ–
મારા ઘરમાં જે તુટ્યાં ફુટ્યાં વાસણ ઠીકરાં છે એને
પણ ફેંકવા મારૂં મન નથી માનતું ! !

જે આવરણો મારા હૃદય ઉપર પડેલાં છે, તે કર્મ
રૂપ ધૂલી ધૂસર છે !
તેમજ મૃત્યુ શ્રાપથી
ગ્રસ્ત અને ત્રસ્ત છે !
મારૂં અન્તઃકરણ એને ધિક્કારે છે !
તો પણ એના ઉપર મને સ્નેહ છે ! પ્રેમ છે ! !



મારા ઋણ-કરજોનો અંત નથી !
મારા ખાતે અનેક જીવોની રકમો જમા છે ! !
મારા જીવનની અસફલતાઓ ઘણી છે ! ! !
મારી લજ્જાની હવે મર્યાદા-સીમા નથી ! !

તો પણ જ્યારે
કલ્યાણની ભિક્ષા માગવા તારી સન્મુખ આવું છું !
તો મનમા ને મનમા કંપી ઉઠું છું કે -
મારી ભિક્ષા સ્વીકાર ન થઈ જાય !
કયાક મારા શરીર અને હૃદયના મેલા ઘેલા
આચ્છાદનો-ઓછાડો તું ઉતારી ન લે !
મારી બંધન-શૃંખલા તું તોડી ના નાખે ! !
મારે એની સાથે ઘણા સમયથી પ્રીતલડી છે !

## પિતા

કૃપાળુ ! નમસ્કાર ! !

તને મહાન સમજી અવિનય ન થાય માટે પાસે નથી આવતો !

રખેને કયાક આશાતના થઇ જશે તો ?
એવી ભીતિ હૃદયમા રહેતી હોય છે !
પિતા જાણી ચરણોમા નમુ છું !
પણ—
મિત્ર માની હાથ નથી પકડતો
તું મને પાળે છે માટે પિતા છે ! !



# પૂજા મળજો

સ્નેહકુંજ ! પ્રેમપુંજ !! નવકાર !!!

મને ખબર નથી કે તારી પાસે શું માગવું જોઇએ?
ઘણી વખતે જે ન માગવું જોઇએ તે માગી લઉં છું
અને જે માગવું જોઇએ તે વિસરી જાઉં છું !!
રોગીને સમજ નથી હોતી કે પથ્ય શું અને
અપથ્ય શું ?
એ તો અપથ્ય માગે !
છતાં વૈદ્ય કે સ્નેહી એને અપથ્ય ન આપે !!
ભલે પછી એ રડે કે ગમે તેમ બકે !
તો પણ સ્નેહી સ્નેહ છોડે નહિ !
તેમ તિરસ્કારથી તરછોડે નહિ !!
ભવિષ્યમાં સુખી–નીરોગી થાય એવા દયાના ભાવ ઉરમાં ધરે !
વર્તમાનની દયા લાવી એનો ભવ ન બગાડે !!
નાથ !
હું પણ એક દર્દી છું !
અને એક ચીજ માગું છું !!
તે તો આપવીજ પડશે !!!



is

"ભવો ભવ તારા ચરણો મળજો"

હુ સ્નેહ પૂર્વક એની સેવા કર્યા કરૂ ! !

જો તારા ચરણોની પાસે મને પૂજા માટે બેઠક નહિ મળે તો હુ વધુ માદો પડીશ !

દુખી દુખી બેહાલ બની જઈશ ! !

નાથ !

તારા ચરણોની પૂજા મળજો !

ભવો ભવ સદાએ મળજો ! !

એનો વિયોગ કદિ ના થજો ! ! !

## જેલ

અરૂપરૂપી ! નવકાર ! !

હવે હુ તારા જેલખાનામા આવ્યો છુ !

તારા ધ્યાન ગુપ્ત-ચરે મને જકડી લીધો છે !

જાપ ઉપર જાપ કરતા જેલની દીવાલો

મહા-વિશાળ થઇ રહી છે ! !

છટકવા માટે છીંડુ પણ નથી !

તારો ચોકી પહેરો પણ સજાગ છે !

મારા ઉપર તારા સેવકો સશક રહે છે !

પ્રિય નવકાર ! આ બધી ધાધલ કોને કાજે ?

મારે હવે તારા જેલખાના બહાર જવુ જ નથી ને ?



# મહાસાગરના મોતી

## વિશ્વેશ્વર ! નવકાર ! !

એક 'દિ' કોઇ અજ્ઞાત મહાસાગરના તીરે જઈ ચડયો !

હતું તીર ! પણ ? ?
જોયું ત્યાં નિર્મળ નીર ! !
તે વળી હતું તો ઉંડું !
મને યાદ આવ્યુ કે સાગર તળે મોતી હોય છે !
આંખો મીંચી એક ડુબકી મારી !
તળીયેથી મુઠ્ઠી ભરી કંઇક લઇ આવ્યો ! !
ખોલીને જોયું તો ચાર મોતી લાધ્યાં ! ! !
મૈત્રી પ્રમોદ કરૂણા અને માધ્યસ્થ એ એના નામ ! !
ફરી મારી બીજી ડુબકી !

ઉદારતા સદાચાર ઇચ્છાનિરોધ અને સદ્વિચાર. એ ચાર મહામૂલા મોતી મલ્યાં ! ! !

લાભે લોભ વધે છે !
મન લાલચ ના રોકી શકયું ! !
ત્રીજી ડુબકી લગાવી દીધી ! ! !
અને ?
સમતા નમ્રતા સરલતા અને નિર્લોભતા !
મજેના નામ વાળા આ મોતી લાધ્યાં ! !
મન સંતોષમાં આવી ગયું !



હરખાતે દિલે હુ મારા ઘર તરફ ચાલ્યો !
ત્યા સામે એક વડભાગી સુપુરુષ મલ્યા ! !
એમણે પૂછ્યું !
કા ભલા !
આટલો હરખ શીદને ઉભરાય છે ?
આમા શું લાવ્યો છે ?
મલકાતે મુખડે મે કહ્યુ,
એ તો મહોસાગરના–
મહાજ્યોર્તિમય મહામૂલા મહામોતી છે ! ! !

## પ્રિય વ્યથા

અન્તર્યામી ! નવકાર ! !

તારી વાટ જોતા જોતા મારી આખો થાકી ગઇ !
તારી મુલાકાત ના થઇ ! !
તો પણ હુ તારી વાટ જોઈ રહ્યો છુ !
આ તારી વાટ જોવી પણ મને પ્રિય લાગે છે !
તારે દ્વારે બેઠુ મારૂ ભીખારી મન તારી કરૂણાને
ઇચ્છી રહ્યુ છે !
તારી કરૂણા નહિ મળે તો મારી કામના તૃપ્ત થશે નહિ !
પ્રિય ! આ વ્યથા મારા હૃદયને વ્યથિત કર્યા કરશે !
ભલે ! !
આ વ્યથા પણ મને પ્રિયવ્યથા લાગે છે ! ! !



# અંજનશલાકા

વ્હાલેશ્વર ! નવકાર ! !

તારા કમલદલ સમ વિપુલ નયનોમાં હું અંજન કરીશ !

સુવર્ણ રજત મુક્તા ઘનસાર બરાસ અને ગોઘૃત આદિ ઉત્તમ દ્રવ્યોના પેષણ અને મિશ્રણથી અંજન તૈયાર કર્યું છે !

સ્ફટિક રત્નના કચોળામાં એ અંજન હોંશથી ભર્યું છે !

અંજન કરવા સારૂ નીલમણિ રત્નની શલાકા તૈયાર કરી છે !!

પ્રભો ! મુહૂર્તની પળો નિકટ આવી ગઇ છે ! ! !

હવે હું સ્નેહ ઝરતા કામણગારા તારા નયનોમાં અંજન આંજીશ !

તને અંજન કરવા દ્વારા મારા અજ્ઞાન-તિમિર આવરિત નયનોમાં દિવ્યતા અને વિશદતા પ્રાપ્ત થશે !

મારા અન્તરનયનોમાં ચંદ્ર સમ જ્યોત ઝગમગી ઉઠશે !

એ સ્નેહભરી ચંદ્ર સમ જ્યોતમાં હું-<br>
આત્મસમદર્શિત્વ ગુણને વરીશ !<br>
આત્મસમજ્ઞપ્તૃત્વ ગુણને ધરીશ ! !<br>
આત્મસમવર્તિત્વ ગુણને આચરીશ ! ! !

પ્રિયતમ ! મારા આન્તર આવરણો દૂર થાય,<br>
હૃદય મંદિર વિશુદ્ધ અને મૃદુ થાય,<br>
ગુણરત્નો ધારણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય,<br>
આટલા માટે જ આ અંજનશલાકા ઇચ્છું છું !



n)    (b) $m + n$

## જીવિતેશ્વર ! નવકાર ! !

જનમ જનમના અથાગ અને અવિરત પ્રયાસ દ્વારા કઠણુ કર્મોની કઠગી ચટ્ટાનો કાપી આ મંજુલ મન-મંદિર મે મેળવ્યુ છે !

એ મન-મંદિરમા દેવ તરીકે તારી પ્રતિષ્ઠા કરવી છે !

તને એ મન-મંદિર ગમી જાય એટલા ખાતર-

"બધા વિશ્વનુ થાઓ કલ્યાણુ આજે" આ ભાવનારૂપ નિર્મલ નીરથી ધોઇને સ્ફટિક સમુ સ્વચ્છ કર્યું છે !

"બનો સહુ સજ્જ પારકા હિત કાજે" ના પુરુષાર્થ દ્વારા એ મન-મંદિરને ઘસી ઘસી મસણુ-સુવાળું કર્યું છે !

"બધા જીવોમા મિત્રતાને પ્રસારૂ" ના સુગંધી ધૂપદ્વારા મન-મંદિરના વાતાવરણને શુદ્ધ અને સુવાસિત કર્યું છે !

"નથી કોઇ સાથે હવે વૈર મારૂ" ના ગુલાબ-જળથી મનમંદિરમા બધે આન્તર-બાહ્ય શીતળતા કરી છે !

પ્રભો ! હવે તારી પ્રતિષ્ઠા કરૂ એમા અશાતનાની ભીતિ નથી !

મન-મંદિરમા તારી પ્રતિષ્ઠા કર્યા પછી પ્રતિદિન મંજુલ ઘોષા વીણા લઇ તારા સન્મુખ ગીત ગાવા બેસીશ !

માળા લઇ જાપ જપવા બેસીશ !

પદ્માસન લગાવી ધ્યાન ધરવા બેસીશ !

છેવટે નવોઢા મુગ્ધ બાળાની જેમ !

જીવિતેશ્વર ! પ્રભો ! !

તારા મુખડા સામુ એકીટશે ટગર ટગર જોયા કરીશ !



# સ્નેહ આદાન

## કામઘટ ! કામધેનુ ! ! નવકાર ! !

એકદા મધ્યરાત્રિએ અચાનક ઉંઘમાંથી જાગી ઉઠચો !
ચોમેર નજર કરી પણ બીહામણું અંધારૂં !
દીપક તો હતો ?

કેમ ઓલવાઇ ગયો હશે !
ધીમે ધીમે ઓલવાએલ દીપક કને ગયો !

ધીરે ધીરે તપાસી જોયું !
ઓહ ! દીપક પાસે સ્નેહ–તેલ નથી !

સ્નેહ વિના ક્યાંથી આપે એ પ્રકાશ !
દીપક વિના અંધકાર હોય છે ! !

નાથ ! મારા હૃદય–કુંજમાં અંધકાર છે !
મારામાં મૈત્રીભાવનો સ્નેહ નથી !

પણ તું મળ્યો !
મને આશા બંધાણી કે તારા પાસેથી
મૈત્રીભાવનો સ્નેહ મળશે !
તારી પાસેથી સ્નેહ ખરીદવા રાત દિવસ મુદ્રાઓનો
સંચય કરૂં છું ! !
તારો જાપ એ મારી રજત મુદ્રાઓ છે !
તારૂં ધ્યાન એ મારી સુવર્ણ મુદ્રાઓ છે ! !
હવે તો મૈત્રી ભાવનો સ્નેહ મળશે ને ?



# પ્રેમની પળ

પ્રેમમૂર્તિ ! નવકાર ! !

પ્રેમની પ્રથમ પળને શોધવા મે પ્રયત્ન કર્યો !
પણ પ્રેમની પ્રથમ પળ કઇ તે હુ શોધી ના શક્યો ! !
ખેતરમા ખેડુતે કયા ધાન્યનુ બી વાવ્યુ છે,
તે અબોધ માનવીને કયાથી ખબર પડે ?
ઉગ્યા પછી પાદડા ઉપરથી અનુમાન કરી શકાય !
તું મારા મન-મદિરમા કયારે પ્રેમનુ બી વાવી ગયો ?
હુ એ સૌભગયવતી પળને જાણી ન શકયો !
ભલે ! પન્તુ આજે એ અકુરિત થઇ ફાલ્યુ ફુલ્યુ છે ! !
હવે ધ્યાનમા આવી ગયુ કે શુકનવતી ક્ષણે પ્રેમનુ બી
વવાઇ ચૂકયુ હતુ !
સ્નેહથી હુ એનુ જતન કરીશ !
કાલે એમા સુગન્ધી પ્રેમ-પુષ્પો ખીલશે !
પરમદિ' મજુલ ફળો લચી પડતા જણાશે ! !
એ પ્રેમ કુસુમોની સૌરભ કલ્પનાતીત હશે !
એ મજુલ ફળોનો રસાસ્વાદ વચનાતીત હશે !
પ્રિય ! પ્રભો ! !
પ્રેમની બધી વસ્તુઓ અવર્ણનીય હોય છે !



સ્વાતિનક્ષત્રમાં ગએલાને પાછા આવવું પડે છે !
એમાં વળી મંગળવાર મૃત્યુયોગ અને ભદ્રા !
એટલે શંકાને લગીરે સ્થાન નથી !
હશે ! મારા લાભ માટે જ છે ! !

## આશ્રય

### શાંત સુધારસ ! નવકાર ! !

જ્યારે મારૂં શરીર તાપથી તપ્ત, તૃષાથી તૃષિત અને મલથી મલીન થાય છે ત્યારે એ જલાશયનો આશ્રય શોધે છે!

જલાશયના આશ્રયથી તાપ તૃષા અને મલ શરીરથી દૂર થાય છે! શીતળતા, તૃપ્તિ અને નિર્મળતા અનુભવે છે!

પ્રિય નવકાર ! મને થયું કે તારા અંતર સ્વરૂપના સરોવરના શરણે આવું તો ?

તો.......ક્રોધના ઉત્તાપનુ શમન થાય !
તૃષ્ણાની તૃષાનું ગમન થાય ! !
મોહના મેલનું મરણ થાય ! ! !

આમ થાય તો ?

તો....હું શુદ્ધ બુદ્ધ અને મુક્ત બની જાઉં
અને પરમપદને પામું !
પરમ આનંદને અનુભવું ! !
પ્રભો ! પ્રભો ! એ દિન ક્યારે આવશે ?



# વિરહની વેદના

હૃદયેશ્વર ! નવકાર ! !

તારે મને મુકીને ચાલ્યા જ જવાનુ હતું ?
તો આવો સ્નેહ-પ્રેમ કેમ લગાડ્યો ?
વિરહને સહન કરવાની શક્તિ તે મને આપી છે ?
મારો કોઇ અપરાધ તારી નજરમા આવ્યો છે ?
તારા ખાતર મે ઘણો ઘણો ત્યાગ કર્યો છે,
એ વાત તારા ધ્યાન બહાર તો નથી ને ?
તો મને મુકીને ચાલ્યા જવાનુ કારણ શું ?
વિરહની વેદના વીંછીના ડખ કરતા કાતીલ હોય છે !
સર્પના ફટાટોપ કરતા પણ ભીષણ અને ભયકર હોય છે !
આવા દુ ખમા નાખવાથી તને શો લાભ ?
હશે ! મારા ભાગ્ય ! !
હૃદયેશ્વર ! તું એક વાત ધ્યાનમા રાખજે !
મારી કનેથી ચાલી જવા તું સમર્થ હોઇશ,
પણ મારા હૃદયકુજમા જે મધુર નામ છે,
એ લઇ જવા સમર્થ નથી ! !
ખેર ! હુ તારા મજુલ નામ સાથે મિત્રતા બાધીશ ! !
મારૂ અધુરૂ જીવન એની સાથે સુખદુ ખમા વીતાવીશ !



પણ એથી વિરહ-વેદના થોડી મટી જવાની ?
તું વહેલો આવજે !
વિરહ-વેદના ના લાવજે ! !
મારી વિનતિ ઉરમાં ધારજે ! ! !

## મુક્ત કર

જ્યોતિઃપુંજ ! નવકાર ! !

મારે મારા હૈયાને પવિત્ર કર્યા વિના ક્યાં સુધી તારા સંદેશાઓના વાચન વાચી, લોકરંજન કરવું પડશે ?
કૃપા કરી તું મને લોકરંજનની કળાથી મુક્ત કર !
આ પવિત્ર બોજો વહન કરવા હું યોગ્ય નથી !
મારી નમ્ર પ્રાર્થના છે કે તું મારા હૃદયને પવિત્ર બનાવી દે !
અથવા લોકરંજનની કપટકળાના બોજાથી હળવો બનાવી દે !
તારા પવિત્રતમ આસને બેસી તારા પવિત્ર સંદેશાઓને સંભળાવવાની મારામાં અંશમાત્ર યોગ્યતા નથી !
તારા પવિત્ર આસને બેસી લોકરંજન ખાતર જે બોલુ છું, એમાંના હજારમાં ભાગનું પણ મારા જીવનમાં વણાયું નથી !
પવિત્ર કર ! કાં બોજાથી મુક્ત કર ! !



ameter of the circle is

## ઓ મારા પ્રભો ! નવકાર ! !

મારૂ જીવન નથી પૂર્ણ સંયમી કે નથી પૂર્ણ અસંયમી !
તારા બતાવેલા ઉત્તમવેષનું પરિધાન કરી હું પુણ્યવાન બન્યો છું !
પણ પાઠ સુયોગ્ય ભજવી જાણતો નથી !
મારી શી ગતિ થાશે ?

નાથ ! તું મને એવું બલ આપ, એવું સબલ આપ કે તારા બતાવેલા પરમ આદર્શ પથે આવી તારા ભણી દોટ મૂકું !

ત્વરિત ગતિએ તારા સમીપમાં આવી તારા પવિત્ર ચરણોમાં હું મારૂ મસ્તક ઝુકાવી દઉં !

તને

મારા તનનું અર્પણ કરી દઉં !
મારા મનનું સમર્પણ કરી દઉં ! !

એ દ્વારા મારા આત્માને તર્પણ કરી દઉં !
પ્રાણાધાર ! પ્રભો !
તને મારા તનમનના અર્પણ સમર્પણ કર્યા વિના મારા આત્માનું વાસ્તવિક તર્પણ નહિ બને ! !



# નયનોના નીર

## કરુણાનિધે ! નવકાર ! !

રાત્રિના ત્રીજા પ્રહરનો પ્રારંભ થયો છે !
બધે શ્યામલતા છવાઇ છે !
જગત નિરવ બની પોતાના બીછાનામાં પોઢી ગયું છે !
પણ હું તારૂં સ્મરણ કરતો એકાકી બેઠો છું !
હું તને સાદ પાડી રહ્યો છું !
ઓ મારા નાથ !
હું તારા વિના કેવો તરફડું છું એ આવીને તું જોઇજા !
એ વેદના શબ્દોથી નહિ ખબર પડે !
પાંખો ફફડાવ અને જાતે જ જોઇજા !
તારો આ પૂજારી વિરહ આંસુથી તારી પૂજા કરી રહ્યો છે કે નહિ, એનો તને ખ્યાલ આવે !
તારો પૂજારી સ્નેહદીપકોની જ્યોતિથી તારી આરતી ઉતારી રહ્યો છે, એની તને જાણ થાય !
તને રીઝવવા અંતરના મીઠા ગાણાં ગાઇ રહ્યો છે, એની તને ખાત્રી થાય !
પણ તારે ક્યાં પ્રસન્ન થવું છે ?
તારે ક્યાં કરૂણા કરવી છે ?
મનમંદિરના સ્વામિન્ !
આવી રીતે વેદના આપવાથી તને શો લાભ ?
તને પૂજામાં ચંદનને બદલે મારા આંસુ ગમે છે ?
હિરાના હારને બદલે મારા નયનોના



નીરની માળા ગમે છે ?
તને શું ગમે છે એ જણાવ !
તને ભેટ ધરી પ્રસન્ન કરૂ !
મારા પ્રાણ આપુ ?
મારૂ મન આપુ ?
મારૂ તન આપુ ?
મે તને મારૂ સર્વસ્વ આપ્યુ છે !
હવે તને શું આપવાનુ બાકી રહ્યું છે ?
હા ! હજુ મારા નયનોના નીરની
માળા પહેરાવવી બાકી છે !
તારૂ હેજાળુ હૈયુ એ માળાથી ખીલી ઉઠશે અને
અવશ્ય તુ પ્રસન્ન બનીશ !

## જીવનધન

ઓ મારા પ્રાણપતિ ! નમસ્કાર ! !
શું મારે તને રોજે રોજ હાથ જોડવા પડશે ?
ઓ મારા જીવનધન !
મારે સદા મસ્તક નમાવેલુ રાખવુ પડશે ?
શું વિનતિ માટે આવી રીતે ઉભા રહેવુ પડશે ?
પ્રભો ! પ્રભો ! !
તારામા સમાવી લે !
તારામા સમાવી લે ! !



# અસ્પૃર્શનીય

## સ્પર્શનાતીત ! પ્રભો ! ! નવકાર ! ! !

મારા અંગેઅંગમાં સુકોમળ સ્પર્શની ભાવના ભરપૂર ભરી પડી છે !
એને મુલાયમ અને મૃદુ વસ્ત્રો જોઈએ !
રેશમથી ચડીયાતું મળે વધુ ખુશ થાય !
એને સુવા માટે સુંદર પલંગ,
મુલાયમ મખમલ મઢયાં ગાદલા,
એના ઉપર સુંવાળી અને સ્વચ્છ ચાદર ઢાંકેલી જોઈએ !
પોચા ઓશીકા અને ગાલોચીયા પણ !
ઉપર થોડા પુષ્પો પાથર્યાં હોય તો વધુ ઉત્તમ !
આ સ્પર્શનાને પ્રાણીજન્ય સુકોમળ અને સુખપ્રદ પદાર્થો અતિપ્રિય જણાય છે !
સ્પર્શનાતીત પ્રભો !
ત્યાં તારી એક વાણી યાદ આવે છે.
"સ્પર્શનાને વશવર્તી જીવ દુર્ગતિને પામે છે" આ વેણ યાદ આવતાં જ મૃદુસ્પર્શની ભાવના ભરખાઈ જાય છે !
ભૂમિશયનની ભાવના બલવતી બની જાય છે !
વસ્ત્ર પરિધાન માત્ર મર્યાદા અને સયમ પોષક હોવું જોઈએ !
હવેથી મૃદુસ્પર્શની ભાવનાને ઉત્તેજના કરનારા પદાર્થોના પરિહારનો પ્રયત્ન કરીશ !
સફળતા તારે આધીન છે !



## રસનાતીત

રસનાતીત ! રક્ષક ! ! નવકાર ! ! !

આ રસના તારા ગુણો ગાવા લાગે તો કેવુ સુદર ?
નયનો જો કદોઇ બજારની નવલી વાનીયો
જોઇ જાય એટલે મારૂ આવી જ બન્યુ !
નયનો રસનાને ઉત્તેજિત કરી પાણી પાણી કરી નાખે છે !
તારા બતાવેલા તપ ત્યાગને એ વિસરી જાય છે !
ઉનોદરતા કે પથ્યાહારિતા અને
મિતાહારિતાને ભૂલી જાય છે !
મારા નાથ !
હુ તારા શુભ આશીર્વાદ ઇચ્છુ છુ !
હાથમા કોકિલ-કંઠા વિણા લઇ તારા સામે બેસુ !
મારી આગળીઓ એ વિણા ઉપર નાચે !
મારી રસના તારી અદ્‌ભુત ગુણાવલી ગાવા લાગે !
વિણાના તારમાથી નિકળતી સુરાવલી અને તારા ગુણોની
ગવાતી ગુણાવલી પરસ્પર સ્પર્ધા કરવા લાગે !
હુ એમા તન્મય બની સર્વ વાતોને ભૂલી જાઉં !
તારા વિના બીજી કોઇ પણ જાતની
સ્મૃતિ મારા મનમા ન રહેવા પામે !
પ્રાણપતિ !
આ રસના તારા ગુણોનુ મધુર ગુંજન કર્યા કરે અને
ગુણો ગાતા કદિ પણ ન ધરાય એજ આશીર્વાદ
ઇચ્છુ છુ ! !



# સુગંધાતીત

## ઘ્રાણાતીત ! પ્રાણપિતા ! ! નવકાર ! ! !

એકદા ફરતા ફરતા સુગંધી પુષ્પોથી લચપચતા બગીચામાં સંધ્યા સમયે જઇ ચડયો !

એની સુગંધમાં મન મસ્ત બની ડોલી ગયું !

મારી નાસિકાને સુગંધ અતિપ્રિય છે !

જુઇ ચમેલી ગુલાબ મોગરા હીનો અને રાતરાણી વિગેરેના અત્તરોથી દિલ ખુશખુશાલ થઈ જાય છે !

સ્નો, ક્રીમ, સુગંધી તેલો તો મારા નિત્ય ક્રમમાં છે !

ઘ્રાણાતીત ! વિભો ! એટલામાં એક દૃશ્ય જોયું !

એક ભમરો સુગંધને માટે ખીલેલા કમળ પર બેઠો, ત્યાં તો કમળ બીડાઇ ગયું અને ભમરો સુગંધમાં લીન થતાં ફસાઇ ગયો.

એટલામાં ત્યાં હાથી પાણી પીવા આવ્યો અને ગેલમાં એ કમળ ઉછાળીને ફગાવી દીધું. ભમરો કચડાઈ ગયો. સુગંધની મોજ મોંઘી પડી ગઈ !

પ્રભો ! આ દ્રશ્યથી હું સભાન બની ગયો !

પર પદાર્થની પ્રીતિ પતનનો પંથ છે !

તારા ઉપરનો સ્નેહ સોહમણો છે !

અને જીવનનો સુશણગાર છે !

બસ ! હવે હું તારી સાથે પ્રીત રાખીશ !



origin from the points *A* and *B* respectively, the

## અશ્રાવ્ય

શ્રવણાતીત ! સ્વામી ! નવકાર !!!

મારા કર્ણયુગલ વિકથા નિંદા સાભળવામા ટેવાએલા છે !
એને તાગ ત્યાગ અને વિરાગની
વાતો સાભળવી નથી ગમતી !
રાત દિવસ, આઠ પહોર, ચોસઠ ઘડી
કામ કથા સાભળવી ગમે છે
સૌથી શ્રેષ્ઠ એને કામ કથા લાગે છે !!
જીવનની સાર્થકતા એમા સમાએલી ભાસે છે !!
સીનેમાના રાગની કોઇ સુદર કડી એ કર્ણમા પ્રવેશી
જાય તો અમૃતનુ સિંચન થયુ એમ માને !
જાણે કામોદ્દીપક સગીતની સરિતામા
સદા ડુબકી લગાવે રાખુ !!
એજ આની ઇતિકર્તવ્યતા ન હોય ?

શ્રવણાતીત પ્રભો !

બીહામણા ભુજગો અને ભોળા કુરગો હરિણો
સગીતના સગમા પ્રાણોના રગને તજે છે !
મૃત્યુના સગને ભજે છે !
સગીતના રગનો આવો ભીષણ અને ભયકર અજામ છે !
પ્યારા ! પરમાત્મન્ !
મારા કર્ણયુગલ તારા ગુણગીતના પીનાર બને અને એ દ્વારા
સ્વચ્છ અને સુદર જીવન જીવનાર બને !!
એજ ધન્ય જીવન !
એજ એક આકાક્ષા !!



## નયનાતીત ! નાથ ! !

નયન વૈરીની વાત શી કરવી ?
જ્યાં ત્યાં તિરછી નજર નાખ્યા કરે !
એટલુંજ નહિ, પણ પોતાના નાનીસાગોને ઉત્તેજિત કરે !
જો એનું ન માનીએ તો હડતાલની ધમકી આપે અને
દૈનિક કાર્યક્રમમાં ભંગાણ પાડે !
જો કાંઇ સારૂં કે આકર્ષક જોઇ જાય તો
આને રાખી લઉં. આને વસાવી લઉં !
દુઃખની વાત તો એ કે પ્રભો ! એને તારી મૂર્તિ
ના ગમે ! તારૂં રૂપ ના ગમે ! પણ નારીના રૂપમાં-
સૌંદર્યમાં ગરકાવ થઇ જાય !
નયનોને નમણી નારીઓના નયનો નિહાળવા ગમે !
જો કોઇ રૂપવતી યૌવનવતી નારીનું ચિત્ર મળી જાય-
જાણે ત્રણલોકની ઉત્તમ છબી હાથમાં આવી ગઇ !
એને તારા ઉપદેશ વાંચવા ના ગમે !
વિષયની કથા અને કામ-રતિના ગીતો ગમે !
નયનાતીત શંભો ! આ નયનો તારા રૂપને જોઇ શકે
અને તારા ઉપદેશને વાંચી શકે એટલી જ
જ્યોતિ એમાં રહેવા દેજે !
ન જોવા જેવી વસ્તુઓને જોઈ એ નયનોનો નિર્બળ
નાથ ઘણું ભટકયો છે.
હવે તો કશુ જોવાની ઝંખના રહી નથી !
કારણ કે તારા વિના બીજું બધું
નિસ્સાર છે, અસાર છે !



origin from the points $A$ and $B$ respectively, the

# અ—પૂર્ણવિરામ

પૂર્ણ ! પૂર્ણમદ ! ! નવકાર ! ! !

મારા આ જીવનનું પૂર્ણવિરામ મૃત્યુ છે !
પણ હું એ નથી ભૂલી શકતો કે નવો વેષ પરિધાન
કરી આ વિરાટ વિશ્વની રંગભૂમિમાં
ફરી નાટક ભજવવા આવવું પડશે !
મારે કયો સ્વાંગ ભજવવો પડશે એની મને ખબર નથી!

પ્રિયનાથ !

મુજ જીવનમાં દોષોના તાણાવાણા અપાર ગૂંથાણા છે !
અપરાધોથી જીવનમાં અગણિત કાણાં પડી ચૂક્યા છે !
વાસનાના ખડકો કેટલા ખડકાણા એનું મને ભાન નથી !
મારા ગુણો ક્યાં જઈ અટવાણાં એનું મને જ્ઞાન નથી!

કરુણામૂર્તિ !

મારે નથી જોઇતા ભોગવિલાસ ભર્યા ભાણા !
નથી ગમતા માણેક મોતી કે નીલમણિના પાણા ! !
બસ, મને ગાવા મળજો તારા ગુણના મધુરા ગાણા !
ગુણો ગાતા ઉગજો પ્રતિદિનના મંગલ વહાણા ! !

મારા શિરછત્ર !

તું મને એવી જ્યોતિ આપજે કે
'જેમાં તારા ગુણો જોઈ શકું' !



origin from points A 1 B respectively, the

# નવી યાત્રા

મંગલ ગતિ ! નવકાર ! !

પરમાત્માએ મને હવે પોતાની પાસે બોલાવ્યો છે !

કારણ ?

એમનાં દરબારમાં ગાયકની જરૂર પડી છે !

એ માટે એમની નજર મારા ઉપર પડી છે !

બનવા જોગ છે કે

થોડા સમયમાં જ હાજરી આપવા જવું પડે ! !

ત્યાંના નિયમ કડક છે ! !

કાંટા ભરેલી વચ્ચે સડક છે ! !

પણ ગયા સિવાય ચાલે તેમ નથી !

હું જવા તૈયાર છું ! પણ....

'પણ' નો જવાબ મને યાદ નથી !

મારા ગયા પછી શું એ ચિંતા મને સતાવે છે ! !

પ્રભો ! સતાવે કે ન સતાવે ?

ખેર !

તારા નિમંત્રણનો પણ અસ્વીકાર કેમ કરી શકાય ! !

તારા પાસે આવ્યા પછી ચિંતા નહિ રહે !

પ્રિયતમ ! પ્રભો !

આ હું તારા તરફ આવવા ચંદ્રજ્યોતમાં સ્નેહપૂર્વક

'નવી યાત્રા' માટે પ્રયાણ કરું છું !



origin from the points $A$ and $B$ respectively, the

r of the circle is

# અમાવસ્યા

ગુપ્તજ્યોત ! નવકાર ! !

આજે અમાવસ્યાની મહાશ્યામલા રજની છે !
રજનીપતિ ચંદ્ર આજે કળા વિહીન બન્યો છે !
એનું સ્નેહભર્યું એકે કિરણ પ્રકાશ વેરતું નથી !
નિત્ય રાહુથી એ દબાઇ ગયો છે !
ક્યાથી એ પૃથ્વીને પ્રકાશ આપી સ્નેહ મેળવે ?
નવકાર ! મારી પણ એ હાલત છે !
અનાદિ અનંત કાળથી મારો ચંદ્ર જેવો સૌમ્ય
આત્મા અજ્ઞાન-રાહુથી દબાઇ ગયો છે !
આ શ્યામલા રાત્રિમા બુધ-ગુરુ-શુક્રના તારાઓ
માત્ર ઝબકે છે અને કંઇક પ્રકાશ વેરે છે !
મારૂ પ્રયાણ મહાવિકટ છે ! છતા ?
એ પ્રકાશના આધારે સફળ થશે ! !
ભુવનદીપ ! નવકાર ! !

તારૂ સ્મરણ બુધ તારક સમુ છે !
તારો જાપ ગુરૂ તારક સમો છે !
તારૂ ધ્યાન શુક્ર તારક સમુ છે !

એની જ્યોતના આધારે ભેંકાર ભવ અટવીથી
હુ તારા ભણી પ્રયાણ આદરી રહ્યો છુ.
એ મને સ્નેહપૂર્વક તારા સુધી પહોચાડશે

# પૂર્ણિમા

પૂર્ણપ્રકાશ ! નવકાર ! !

પૂનમની રાત્રે ચંદ્રને જોઇ વિચાર આવ્યો !
જે કાંઇ થવું હતું તે થઇ ગયું !
મારી યાત્રાની પણ પૂર્ણિમા થવા આવી !
અંતિમ પડાવ આવી ગયો ! !
મને પ્રતીતિ થઇ કે-
આગળ હવે માર્ગ નથી !
હું મારી મંજીલ સુધી આવી ચૂકયો છું !
હવે પ્રયાસનુ પ્રયોજન કાંઇ નથી રહ્યું ! !
ભાતું-પાથેય પણ સમાપ્ત થઇ ગયું છે !
સમય આવી ગયો છે !

હવે તો થાકયા-પાકયા જીવનને આરામ મળે !
આ જુનાં-પૂરાણાં, ફાટ્યાં-તુટ્યાં ચીંથરા જેવા
શરીરથી આગળ જવું પણ કેવી રીતે ?

પરંતુ હું જોઉં છું કે-
ઓ મૃત્યુદેવ ! તારી લીલાનો કોઇ અન્ત નથી !
તું મારા કાયા-વસ્ત્રો બદલાવી દઇશ !
મારી યાત્રા પુનઃ સ્નેહની સાથે વેગવતી બનશે !



rigin fro… p… A … B … respectively, the
er of the circle is

શીતળ અને મધુર બનશે !
પણ પૂર્ણતા નહિ થાય !
પૂર્ણતા ત્યારે થશે કે જ્યારે હુ પૂર્ણ બનીશ ! !

## પ્રસ્થાન

જીવનજ્યોત ! નવકાર ! !

હવે મારે જીવન નૌકાના લગરને જરૂર
ઉપાડવું પડશે
અને પ્રસ્થાન કરવુ પડશે !
એમને એમ આળશમાં દિવસો ગયા
અને જઇ
રહ્યા છે !
વસતના ફુલો ખીલ્યા અને મુરઝાઇ ગયા !
પણ હુ અહીં કોની પ્રતીક્ષામા ઉભો છુ ?
ખબર નથી !
ફીકા પીળા પાદડા સ્હેજે હવામા ખરવા લાગ્યા છે !
નવા અકુરાએ એમનુ સ્થાન લીધુ છે !
એ રીતે મને લાગે છે કે મારો પણ પ્રસ્થાનનો સમય
આવી ગયો છે ! ! !



# મારા વંદન

પધારો દેવ ! પધારો મૃત્યુદેવ ! !

આજે હું કઇ સામગ્રીથી આપનું સ્વાગત કરૂં ?
શું અર્ધ્ય અર્પું ?
આપનું આગમન તો બિલકુલ અણધાર્યું થયું !
પહેલાંથી સંદેશો પાઠવ્યો હોત તો તો આપના
સ્વાગતની અપૂર્વ તૈયારી કરી હોત ! ! ખેર !

પણ બે દિવસ અગાઉ તો સંદેશ વાહક મોકલવો જોઇએ ને ? તોય હું ગને નવકાર મળીને કાંઇ ઠીક ઠાક કરી લેત ! ! હશે !

તો પણ અનાયાસ આપે મારૂં આગણું પવિત્ર કર્યું તેથી મને ખૂબ હર્ષ થાય છે ! આ હર્ષમાં આપનું શું ઉચિત સ્વાગત કરવું તે સમજાતું નથી !

ખાલી હાથે આપને જવા ન દેવાય !
લો ! મોંઘેરા અતિથિ ! લો ! !
લેતા જાઓ આ મારા જૂના પૂરાણા શરીરને !
એનાથી ઉત્તમ ભેટ મારી પાસે નથી !
એની કિંમત આંકી શકાય તેમ નથી !
આખી જીંદગી જેનું મેં મારૂં માની જતન કર્યું !
રક્ષણ કર્યું !
તે હું આજે ઉલ્લાસ પૂર્વક આપના પાત્રમાં અર્પું છું !
એને સ્વીકાર કરો ! મને કૃતાર્થ કરો !
પાવન કરો ! !
આપને મારા વંદન ! ! !

ıgin ɪm the points A and ɒ respectively, the

# ખેદ નથી

વંદ ! શિરસાવંદ ! ! નવકાર ! ! !

તે મારા પ્રાણોમા અજબની શક્તિ ભરી છે !
હવે મારૂ મરણુ થાય, તોય મને ખેદ નથી ! !
મૃત્યુના નામથી થરથરતુ મન હતુ !
કારણુ ? એમા 'ભય' આવી વસ્યુ હતુ !
તે 'ભય' તું હ્રદયમા આવી હરી ગયો !
હવે મારૂ મરણુ થાય, તોય મને ખેદ નથી !
હુ જાણુ છુ કે તને સર્વ-સમર્પણુ ભાવ દ્વારા હજુ
સ્વીકારી નથી શકયો ! અને .
એથી જ પૂર્ણતાનુ વરદાન નથી મેળવી શકયો !
તો પણુ જે કાઈ મળ્યુ છે, તે મોટા ભાગ્યથી મળ્યુ છે !
તે મને તારો સ્પર્શ દીધો છે !
તે મને તારો આભાસ દીધો છે !
'તુ છે' આવી અનુભૂતિ દીધી છે !
આ શ્રદ્ધા-વિશ્વાસની નાવ ઉપર મારી
જીવન-યાત્રા ચાલી રહી છે ! !
હવે મારૂ મરણુ થાય તોય મને ખેદ નથી !
હમણા જ થાય તોય મને ખેદ નથી ! !



# વિદાય

વિશ્વંભર ! પ્રભો !! નમસ્કાર !!!

હું જાણું છું તે દિવસ પણ મારો આવશે.
કે પૃથ્વી ઓઝલ બની જશે !
આંખ ઉપર પડદો નાખીને અંતે પ્રાણો ચૂપચાપ
આ પાંજરામાંથી ચાલ્યા જશે ! !

મિત્રો ! વિદાય સમય આવી ગયો છે !

મંગલ કામના કરો ! !
મારો માર્ગ બહુ રમણીય છે !

એ ન પૂછો કે ભાતું શું શું છે ?
છે હાથ ખાલી ! પણ...

આશા ભર્યા હૃદયથી યાત્રા આરંભી છે !
માર્ગમાં સંકટ છે પણ હું નિર્ભય છું !
સૂર્ય–ચંદ્ર સ્નેહભર્યું સ્વાગત કરશે !
તારા નક્ષત્રો સ્નેહે વધામણું કરશે !
આરતી સમયના ઘંટાનાદો શરણાઈ છે !
એ મારૂં પ્રેમે અભિનંદન કરશે ! ! !

જવાની રજા મળી ગઇ છે !
પ્રણામ કરીને અંતિમ વિદાય ઇચ્છું છું !

લાંબા કાળ સુધી સાથે રહ્યાં !
લીધું ઘણું અને દીધું થોડું ! !



origin from the points $A$ and $B$ respectively, the
...r of the circle is

હવે નવો દિવસ ઉગ્યો છે ! !
મારો અંધારામાં બળતો દીવો બુઝાઈ ગયો ! !
દૂર દેશનું નિમંત્રણ છે !
પ્રસ્થાન માટે તૈયાર છું ! ! આ ચાલ્યો ! !

## ઉપહાર

આત્મપ્રાણ ! નવકાર ! !

વળતે દિવસે મૃત્યુ જ્યારે મારા દરવાજે આવી જશે,
ત્યારે હું એને શું ભેટ આપીશ ?
મારા પ્રાણ સાગરમાં જેટલા રત્નો હશે,
તે બધા જ એની આગળ ધરી દઈશ ! !
જે દિવસે મૃત્યુ દૂતો મારે આગણે આવશે તે
દિવસે હું એમને ખાલી હાથે નહિ જવા દઉં !
સંધ્યા-પ્રભા, દિન-રાત, શરદ-વસંત
દ્વારા મારી જીવન-વાટિકામાં ખીલેલા
સુખ-દુઃખ, છાયા-પ્રકાશના વિવિધ
પત્ર-પુષ્પોથી ભરેલી છાબડીયો અર્પીશ ! !
જેટલું સંચિત ધન, જે કાંઇ સંગ્રહ છે,
તે બધું સજાવી, યાત્રાના અન્તિમ દિને
મૃત્યુ આવશે એને વધાવી
આ ઉપહાર એના પાત્રમાં
પ્રેમથી ધરીશ ! ! !



# અરે મરણ !

સર્વભક્ષી ! અંતિમ મિત્ર ! !

અરે મારા મરણ ! આવ ! !
મારાથી વાત કર ! ! !
હું તારા માટે જ જાગી રહ્યો છું !
આખું જીવન તારા માટે જ સુખ-દુઃખનો
ભારો ખભે ઉપાડી ફર્યા કરૂં છું !
આવ અને મારાથી વાત કર ! ! !
હું જે કાંઇ છું !
મારૂં જે કાંઇ છે ! !
મેં જે કાંઇ જીવનમાં કર્યું છે ! ! !
મારો પ્રેમ, મારી આશા, બધું જ રહસ્ય પૂર્ણ
માર્ગ દ્વારા તારા તરફ આગળ વધી રહ્યાં છે ! !
તારી અંતિમ એક દૃષ્ટિમાં મારૂં
સંપૂર્ણ જીવન અર્પણ થઇ જશે ! !
મારો કાયા મહેલ હું તજી દઇશ ! ! !
અરે સમાધિ મરણ !
આવ ! ! અને
મારાથી વાત કર ! ! !



# મૃત્યુ પછી

બાલમિત્ર નવકાર ! !

તારા ગીત ગાતા આ પ્રાણો
ચાલ્યા જાય તો કેવુ સરસ ?
હુ મારી પછીના મારા મિત્રો અને
સ્નેહિઓને કહેતો જાઉં છુ કે–
મારા મૃત્યુ પછી પછી તમે–
રડશો મા ! રડશો મા !
હુ ગયો છુ અદ્ભુત સ્થાનમા ! !
ત્યા નથી શોક ! નથી મુકતો કોઇ પોક !
ત્યા નથી લવલેશ કકાશ કે જરી કે ધિક્કાર ! !
મળ્યો છે મને મહામૂલો ને મોટો અધિકાર ! ! !
હું શાન્ત છુ ! સુખી છુ ! !
આનંદ મગ્ન અને વિભોર છુ ! ! !
તમે રડી આખ દુખવશો મા
શોક કરી દીલ દુભવશો મા ! !
તમારે પણ આવવાનુ છે એ ભૂલશો મા !
ફરીથી નવા રૂપે આપણે મલશું ત્યા ! !
પણ
એ પહેલા યોગ્ય તૈયારી કરવાનુ ચૂકશો મા !



# વિદાયની વેળાએ

વરેણ્ય ! શરણ્ય ! ! નવકાર ! ! !

જવાના દિવસે હું આ વાત કહેતો જાઉં છું કે-
મેં જે કાંઇ જોયું-જાણ્યું તેની ઉપમા ના હતી !
તારા પ્રકાશમય સરોવરનાં કમલોનું
મધુર-મધુ પીને હું ધન્ય બન્યો છું ! !
તારા વિશ્વના ક્રીડાંગણામાં અનેક રમત
ગમત રમ્યો છું, તેનું બંને નેત્રો દ્વારા જોઇ
સૌંદર્ય પાન કર્યું છે, તેથી હું ધન્ય બન્યો છું. ! !
તારો સ્પર્શ અસંભવ છે છતાં મારી
રગ-રગમાં અને નસ-નસમાં પુલકિતતા
ભરી દીધી છે એથી હું ધન્ય બન્યો છું ! !
તારા મધુર મધુર પોકાર સાંભળી મારા
કર્ણયુગલો સુધા વાણીનો રસ ચાખી ગયા છે
અને હું ધન્ય બન્યો છું. ! !
તારા સ્પર્શને પામી આવેલા વાયુએ
મારી નાશિકાને પ્રાણવાયુ અર્પ્યો છે
અને હું ધન્ય બન્યો છું ! !
માટે મેં જે જોયું છે,
અને જે જાણ્યું છે,
તે અનુપમેય છે, અતુલ્ય છે !
એ જ વિદાયની વેળાએ ઘોષિત કરું છું !
આજ મારા વિદાયની વેળાના શબ્દ હો ! !



# અધુરી પૂજા

દુ:ખહર ! સુખકર !! નવકાર !!!

જવાનુ નિમત્રણ આવી ગયુ છે !
છેલ્લી ઘડીયો ગણાઇ રહી છે !
કયા શ્વાસે પ્રાણો ચાલ્યા જશે,
તેની કાઇ ખબર નથી ? પણ
હવે થોડા જ શ્વાસ બાકી રહ્યા લાગે છે !
નાથ !
હુ તને હજુ પૂર્ણ ઓળખી ના શકયો !
તારી પૂજા પણ હુ પૂરી ના કરી શકયો !
અધુરી પૂજા સાથે જાઉં છુ !
હવે મને કયો સ્વાગ મળશે ?

પ્રિયતમ ! પ્રભો !!
તારી પૂજા મળે એવો સ્વાગ મળજો !
તારી અધૂરી પૂજાને પૂરી કરૂ એવો ભવ મળજો !
તારી પૂજાની પ્રતિજ્ઞા અધૂરી રહી !
એ બોજથી હુ દુ ખી થાઉં છુ !
મે તને અખડ અક્ષતથી વધાવેલ નથી !
તારી સન્મુખ તાજાં ફળો ધર્યાં નથી !!
સુગધી નૈવેદ્ય ચડાવ્યા નથી !!!
ફક્ત અન્તરનો ભાવ આપ્યો છે !
તે પણ અધૂરો !!
છતા એ અધૂરા અન્ત કરણના ભાવથી



હું આવતે ભવે તારી અધૂરી પૂજાને
સ્નેહથી પૂરી કરૂં એવો સ્વાંગ ઇચ્છું છું ! !
આણસખે !

મારી આંખો બંધ થઇ રહી છે !
રક્તની ગતિ શીથિલ બની ગઇ છે !
નાડીયો તડ તટ તુટી રહી છે !
હૃદય નિ શબ્દ થવાની તૈયારીમાં છે !

ના........થ........ !
પ્ર....ભો....તારી અધુરી પૂજાને સ્નેહ સાથે
પૂરી કરૂં એવો સ્વાંગ-ભવ મળજો !
મા....રા....પ્રિ....ય....ત....મ ! ! !

## નાનો ભાઈ

પ્રાણધાર ! નવકાર ! !

જીવન એ મારો મોટો ભાઇ હતો !
એને હું હોંશે હોંશે ઘણું મલ્યો છું !
નાથ ! નવકાર ! !
તને પણ હું સ્નેહે સ્નેહે હેતથી ખૂબ ભેટ્યો છું !
હવે મારા નાનાભાઇ મરણને પણ
આનંદ અને ઉમંગ પૂર્વક મળીશ ! !
એના ઉપર પણ મને અપાર પ્રીતિ છે !
એને મલ્યા બાદ પુનઃ આ સેવક નવીન દેહ મેળવશે !
અને તારા ગુણોની ચેતના પણ મેળવશે !
મૃત્યુ એ તારો ક્ષણિક વિયોગ કરાવશે !
પણ હું તને ફરી મળીને પલ્લવિત બનીશ !



લોકો બીજા પ્રયત્નો ભલે આદરે, પણ
એ પોતાનું મુખ કદી બદલતી નથી !
પ્રિય નવકાર ! તું મારે તો ધ્રુવ તારક સમો છે !
મારૂં મુખ તારા તરફ હજો ! મારૂં મન તારા તરફ હજો !

## આશાદીપ

કામપૂરક ! કામચૂરક ! ! નવકાર ! ! !

પ્રિય ! મારો જીવનદીપ હવે વધુ નથી ઝગમગવાનો !
કારણ કે એમાં સ્નેહ નથી !
સ્નેહ વિહુણો એ દીપ ક્યાંથી ઝગમગે ?

જીવન-દીપ બુઝાઇ જશે !
છતાં મારો આશાનો દીપ પ્રકાશતો જ રહેશે !
એ આશા દીપના સ્નેહથી બીજો જીવન-દીપ સુંદર પ્રગટશે !

એમાં નાથ ! તું મળીશ એટલે મારૂં જીવન સાર્થક !
મારા જીવન-દીપ કરતાં આશા-દીપનો સ્નેહ વધુ છે ! !
પણ એ સ્નેહનો ટકાવ તારા આધારે છે !

તારા ઉપરની શ્રદ્ધા એ મારી આશા છે !
તારા ઉપરનો સ્નેહ એ મારી જ્યોત છે ! !

એ આશા જ્યોતથી ઝગમગતા પ્રકાશમાં
હું મહા-પ્રયાણ આદરી રહ્યો છું ! !
પ્રિયતમ ! નવકાર ! !
તારા આશીર્વાદ મને સફળતા અપાવે !



r of the circle is

# વિભાગ બીજો

" त्वमेव शरणं, त्वमेव शरणं,
त्वमेव शरणं, त्वमेव शरणं ।
शरणं शरणं, शरणं शरणं,
त्वमेव शरणं, त्वमेव शरणं ॥



આ ભવ મળીયાને ભવોભવ મળજો,
સેવા તમારી અહોનિશ ફળજો,
કુમકુમ પગલે આપ પધારો,
હૃદય મંદિરમાં નાથ ! બિરાજો.



"જીવનમાં સદા સર્વદા અને સર્વત્ર આપણે આપણા વિચારો કે ભાવનાઓને પ્રભુ શ્રી નવકારને અનુકૂળ બનાવવા કાજે આ ટૂંકા છતાં સમર્પણ પ્રગટાવનારા સૂત્રો વારંવાર મનન કરવા જોઈએ. એમ કરતાં એક એવું રૂડું પ્રભાત ઉગશે કે જેમાં આપણે અને પ્રભુ શ્રી નવકાર એક રૂપ થઈ ગયા હોઈશું."



...f the circle is

...n) (b) $m + n$

અસ્ખલિત સુખનું મૂળ 'નવકાર' છે

શ્રી 'નવકારનુ' આહ્‌વાન–કરો પણ વિસર્જન નહિ

જે ઠગવા માટે સાધક બને છે તે બન્ને ભવ બગાડે છે.

બધા પ્રપંચોને છોડી 'નવકાર' મા તલ્લીન બનો

સાચા હૃદયની ભક્તિ મફત જતી નથી.

'નવકાર' ના શરણે જવાથી નવકારનું બળ મળે છે

'નવકાર' નો જ પ્રેમ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ

'નવકાર' પ્રત્યે વિશુદ્ધ પ્રેમ અતિ દુર્લભ છે.

'નવકાર' પ્રેમી જ્યા જોશે ત્યા નવકાર જ યાદ આવશે

કેવળ 'નવકાર' ને જ વિશ્વાસનુ સ્થાન બનાવો

'નવકાર' ને જે નથી નમતો એને લોકોને નમવુ પડે છે

'નવકાર' ને અનુકૂળ જીવન જીવવું એ પરમ રહસ્ય છે

બીજા કામ ભલે કરો, પણ 'નવકાર' ને ન ભૂલો

'નવકાર'માથી નિકળતા પ્રકાશને આત્મ વ્યાપી બનાવો

આપણે જે મેળવવું હોય તે
પહેલા 'નવકાર' ને અર્પણ કરીએ

પૂર્વમા જેટલુ ચાલશું એટલુ પશ્ચિમ દૂર થશે
તેમ જેટલા 'નવકાર' તરફ ચાલશું એટલુ દુ ખ દૂર થશે.

જે કાઈ આપણે 'નવકાર' ને
આપીએ છીએ તે જ આપણુ છે



'નવકાર' પ્રત્યે અભિમુખ થાઓ
તો તમારા કલેશો શમી જશે.

જો હાથમાં હોય નવકારનો પ્રકાશ,
તો કદી ના બનું જગમાં નિરાશ.

'નવકાર' નું જ ચિંતન કરો તો
'નવકાર' તમારા સાથમાં રહેશે.

શ્રદ્ધાળુ આ જીવનમાં કાંઈ ફળ નહિ
મેળવવા છતાં એ શ્રદ્ધા છોડતા નથી.

'નવકાર'ના વાસ્તવિક જ્ઞાનથી
મનુષ્યનો સ્વભાવ બદલાઈ જાય છે.

પૂર્વમાં સૂર્ય ઉગે છે ત્યારે તારાઓ અસ્ત થાય છે. તેમ
હૈયામાં 'નવકાર' ઉગે છે ત્યારે વિપત્તિઓ દૂર થાય છે.

દુઃખ આવે ત્યારે કોઈ પાસે રડવા કરતાં
'નવકાર' પાસે રડવાથી વધુ લાભ થશે.

સકામ જાપ કામ–ઇચ્છા પૂરી કરે છે ત્યારે
નિષ્કામ જાપ કામ–વિષય વાસના બાળી નાખે છે.

જે ન્હાના ન્હાના પ્રાણિઓથી પ્રેમ કરી શકતો
નથી તે 'નવકાર' થી પ્રેમ કેવી રીતે કરશે ?



'નવકાર'ના સગમા બધું આનંદમય
છે અને એના વિનાનુ જીવન દુખમય છે

શાન્ત ભાવે સુખી રહેવુ એ 'નવકાર'
તરફ જવાનો વધારે સારો માર્ગ છે

'નવકાર'ને અન્તકરણ પૂર્વક સમર્પણ કરવુ એ
જ આપણુ કલેશોમાથી મુક્ત થવાનુ કર્તવ્ય છે

'નવકાર' ઉપરની શ્રદ્ધા માટેનો આધાર આપણે
આપણા બાહ્ય સયોગો ઉપર રાખવો ન જોઈએ.

'નવકાર'ને સમજવો હોય તો આપણી પસંદગી અને
પૂર્વાગ્રહ દૂર મૂકો પસંદગી ને પૂર્વાગ્રહ જડના પુત્રો છે

'નવકાર'નુ એવુ ધ્યાન ધરો કે જાગૃત, સ્વપ્ન
અને સુસુપ્ત એ ત્રણે દશામા યાદ આવે

'નવકાર' સાથે પ્રેમ રાખવો હશે તો
આપણે અન્ય આસક્તિઓથી પર થવુ જોઈશે

આપણે જે આજે દુખ અનુભવીએ છીએ એનું કારણ
એ જ છે કે આપણે પૂર્વે 'નવકાર' નથી ગણ્યો.

'નવાકાર'ને સાક્ષાત્ કરવો એ જ
આપણા જીવનની એક માત્ર ભૂખ બની રહો.



જે વિપત્તિઓમાં પણ મારા ઉપર 'નવકાર'ની કૃપા
છે એમ માને એને વિપત્તિઓ દુઃખદાયી લાગતી નથી.

'નવકાર'માં આપણે જેટલો વિશ્વાસ તેટલા પ્રમાણમાં
જ એની કરૂણા આપણને મદદ કરવા કાર્ય કરી શકે.

તમે જે કરો તે 'નવકાર'ની આજ્ઞાથી
વિરૂદ્ધ હશે તો દુઃખની પ્રાપ્તિ થશે.

જો આપણે વર્તમાન કર્તવ્યો ઉપર વફાદાર છીએ
તો સ્વયં 'નવકાર' આપણી ભવિષ્યમાં રક્ષા કરશે.

'નવકાર'ને સ્વીકારવાથી જે નિંદ્ય
હતા તે પણ વંદ્ય બની ગયા.

એક ગામ છોડ્યા સિવાય બીજે ગામ પહોંચાતું નથી તેમ
સંસાર પ્રેમ છોડ્યા સિવાય નવકાર પાસે પહોંચાતું નથી.

હે 'નવકાર' હવે હું તારૂં જ શરણ સ્વીકારૂં છું.
તારો એક પણ સેવક કદી નિરાશ નથી બન્યો.

દુનિયાના સંબંધીઓને રાજી રાખવામાં ઘણું દેવું પડશે
ત્યારે, 'નવકાર'ને રાજી રાખવામાં આપણે ઘણું મેળવશું.

'નવકાર'ના શરણથી બધા સુખ મળે છે
જેમ વૃક્ષના શરણથી પક્ષિઓને ફળ અને છાયા.



er of the circle is

તેનુ જ્ઞાન પણ ખોટુ અને તેનુ ધ્યાન પણ
ખોટુ કે જેને ' નવકાર ' પ્રત્યે પ્રેમ ન હોય

કરોડ પ્રયત્ન કરવા છતા જલ વિના નાવ નથી તરી
શકતી તેમ ' નવકાર ' વિના સુખ નથી મળી શકતું

બધી વાતોને છોડી એક નવકારમા
લીન થઈ જવું એ જ સુખની ચાવી છે.

મરતી વખતે જેવા વિચાર હોય તેવા જ બીજા જન્મમા
આકાર અને શરીર મળે છે માટે 'નવકાર'નોજ વિચાર કરો

જે વિપત્તિમા ' નવકાર ' ને ભૂલતો નથી તેની
વિપત્તિ શીઘ્ર હળવી થઈ સ પત્તિ રૂપ બની જાય છે

પાણી વગર માછલીની જે હાલત થાય તેવી
હાલત ' નવકાર ' વગર આપણી થવી જોઇએ

જે ' નવકાર ' ના ચરણ-કમળ પકડી લે છે
તેને દુ ખ વિપત્તિથી ડરવાનુ રહેતુ નથી.

શ્રી ' નવકાર ' નિષ્ઠ આત્માઓ જ્યા એકત્ર થાય ત્યા મૈત્રી,
પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ ભાવના ઝરણા વહેતા થાય

સમુદ્રમા ડુબકી લગાવ્યા કરો તો જરૂર રત્ન પ્રાપ્ત થશે
' નવકાર ' નું સ્મરણ કર્યા કરો જરૂર સુખ, શાતિ પ્રાપ્ત થશે



જેણે પોતાની જાત 'નવકાર' ને સમર્પણ કરી દીધી છે તેને માટે એ સમર્પણ વધુને વધુ કરવા સિવાય બીજી કોઈ ફરજ રહેતી નથી.

આપણે કેવળ 'નવકાર'ની કરૂણા ઉપર આધાર રાખતા શિખવું જોઇએ અને સર્વ સંયોગોમાં તેને સહાય માટે સાદ કરવો જોઇએ. એમ એની કૃપાથી સુપરિણામ આપણને મળશે.

જરા પણ બાકી રાખ્યા વગર, કશાય સંકોચ વગર આપણે આપણું સર્વ-સમર્પણ 'નવકાર' ને કરી દઇએ, એ 'નવકાર' ની કૃપા મેળવવાની ઉત્તમોત્તમ રીત છે.

જેમ નદીઓ સમુદ્ર તરફ વહે છે તેમ આપણી સઘળી વિચાર ધારાઓ અને આપણા ભાવો 'નવકાર' તરફ વહેવા જોઇએ.

સોયના નાના કાણામાં દોરો જાડો પડતો હોય તો ઘસી પાતળો કરો પછી પરોવાશે. તેમ વિષય-કષાય પાતળાં કરો તો 'નવકાર' માં મન પરોવી શકાશે.

માયરામાં પગ મૂકતી કોડ ભરી કન્યાના વદન પર જે મુગ્ધતા-આનંદ છવાય છે, તેવી મુગ્ધતા-આનંદ આપણા વદન પર 'નવકાર'ના જાપ સમયે હોવી જોઇએ.



of the circle is

જે 'નવકાર' ને વળગી રહે છે, તે આ લોક અને પરલોકમા અનેક લાભો પ્રાપ્ત કરે છે અને જે અળગો રહે છે તો તેના લાભો પણ અળગા રહે છે.

જે કાઇ જોઇએ તે 'નવકાર' ની પાસે માગો બીજા પાસે માગી દીન, હીન માગણ ના બનો બીજાની પાસે થોડુ મળશે તો એ એના હાથતળે દબાવવુ પડશે

આપણે 'નવકાર' ને ઓળખી લીધો તો એ એક મિત્ર પર્યાપ્ત છે જો આપણે 'નવકાર' ને નથી ઓળખ્યો તો બીજા મિત્રો નકામા છે

'નવકાર' ઉપર વિશ્વાસ રાખીને જે કોઇ કામ કરવામા આવે છે, તે કામ મગળમય બની જાય છે, પણ વિશ્વાસ એ મુખ્ય વસ્તુ છે

પહેલી ડુબકીમા રત્ન ન મલ્યુ તેથી રત્નાકર સમુદ્રમા રત્ન નથી એમ ન સમજો 'નવકાર' મા શીઘ્ર ફળ ન જણાયુ તેથી એને ફળ હીન ન સમજો

જે 'નવકાર' નુ પાલન-રક્ષણ કરે છે અને એના ઉપર વિશ્વાસ રાખે છે તો 'નવકાર' સાધકનું પાલન-રક્ષણ કરે છે અને આશ્રય તળે સુખી રાખે છે



જેણે જીવનમાં 'નવકાર' પ્રત્યેની શ્રદ્ધા ગુમાવી છે તેણે સર્વસ્વ ગુમાવ્યું છે અને જેણે જીવનમાં 'નવકાર' પ્રત્યે શ્રદ્ધા પ્રગટાવી છે તેણે સર્વસ્વ મેળવ્યું છે.

'નવકાર' ને હર્ષ ઘેલું હૈયું અને મન સોંપી દેવાની ભાવના સિવાય 'નવકાર' અમને ગમે છે એમ બોલી નાખવું તે બાળચેષ્ટા ગણાય.

ફુલમાળાના સંગથી દોરો જેમ દેવાધિદેવના કંઠ સુધી પહોંચી શકે છે તેમ 'નવકાર' ની સ્નેહમૈત્રી દ્વારા આત્મા ઉર્ધ્વગતિ ગામી બની શકે છે.

'નવકાર' ને સમજવા માટે કેવળ તર્ક યુક્તિ કે બુદ્ધિ એ સંપૂર્ણ નથી. 'નવકાર' નો અંગત પરિચય કરવા માટે માત્ર સર્વ સમર્પણની જ આવશ્યકતા છે.

"મા....મા...." ના રટણ વડે વાતાવરણને રડાવતા બાળકને જે આનંદ સ્નેહાળ માને મળવાથી થાય તેવો આનંદ સાધકને 'નવકાર' ના મળવાથી થાય.

દિવસે કરેલા કામોનો થાક જેમ રાત્રિનો આરામ દૂર કરે છે, તેમ અશુભ વિચારથી થએલો મનનો સઘળો થાક 'નવકાર' નું ધ્યાન દૂર કરે છે.



'નવકાર' સૌનુ કલ્યાણુ કરવા હમેશા તૈયાર છે માત્ર સૌએ પોતપોતાના કલ્યાણુની જવાબદારી સોપી દેવી જોઇએ અને વચ્ચે રોકટોક કર્યા વિના તેને કામ કરવા દેવું જોઇએ

'નવકાર' એ જગતનો નાથ છે, એ ત્રણે જગતનો યોગ-ક્ષેમ કર છે તમે તેને બધુ ભળાવી દઇ શરણુ ભાવનો સ્વીકાર કરો ! તે તમારી સઘળી જવાબદારીઓ લઇ લેશે

મો જોવાની ઇચ્છાવાળાને દર્પણુ પાસે જવું પડે તેમ અતર જીવનનુ દર્શન કરવાની ભાવનાવાળાએ ભાગ્ય શાળીને શ્રી 'નવકાર'ના શરણે જવુ પડે

પોતાની જનેતાના વાત્સલ્ય નીતરતા કોમળ કરના સ્પર્શે બાળક જેવી શાતા અને પ્રસન્નતા અનુભવે છે તેવી શાતા અને પ્રસન્નતા 'નવકાર' રૂપી માતાના ખોળે રમતો બાળ સાધક અનુભવે

પતગીયુ એક વાર જો દીવાની જ્યોત જોઇ જાય છે, પછી તો એ પાછુ ખસતુ નથી એ અધકારમા નહિ જાય એમ આપણે 'નવકાર' પાસે આવ્યા પછી પાછા ન ખસવુ જોઇએ

આપણે જેટલો 'નવકાર'નો જાપ કરીએ, થોડો કરીએ કે ઘણો કરીએ પણ એમા આપણુ શરીર



અને મન લગાડી દેવું જોઇએ. આપણે આપણા ધ્યેયની સાથે રમત ના રમવી જોઇએ.

કોઈ પણ કાર્ય કરતાં અગાઉ 'નવકાર'ને યાદ કર્યો હશે તો આપત્તિ નહિ આવે અને આવી જાય તો એમ માની લેવું કે મોટી આફત આવવાની હતી તે 'નવકાર'ના પ્રતાપે જ હળવી થઇ.

સરહદ ઉપરનો સૈનિક પોતાનો સૈનિક ધર્મ ચૂકે તો જેમ બૂરી દશા તે રાષ્ટ્રમાં રહેનારા માનવપ્રાણિઓની થાય, તે રીતે શ્રી 'નવકાર'નો આરાધક જો પોતાનો નમસ્કાર ધર્મ ચૂકે તો તેની માઠી અસર ત્રણલોક સુધી ફેલાય.

જો આપણે 'નવકાર'નો પ્રેમ મેળવવા ઈચ્છતા હોઇએ તો કોઇ પણ શુભ કાર્યના બદલામાં વાહવાહ, માનસન્માન, લોક પ્રતિષ્ઠા કે સારા દેખાવવાની જરા પણ ઇચ્છા ન રાખવી જોઇએ.

તળેટીમાં ઉભેલો માનવબંધુ ક્રોધવશ થઇને ગિરિશિખરે ઉભેલા માનવબંધુને પત્થરોના ઘા ન કરી શકે, તેમ શ્રી 'નવકાર'ની સાધનામાં સ્થિર બનેલા સત્ત્વવંત આત્માને કષાયો ભાગ્યે જ મહાત કરી શકે.



'નવકાર' ના શરણે જાઓ અને હૃદય તરફ નજર રાખી સાંજ સવાર પ્રાર્થના કરો કે હે નાથ ! મને સદ્બુદ્ધિ આપો માગી પાપ બુદ્ધિનો નાશ કરો જો છ મહિના આ પ્રાર્થના કરવામા આવે તો ઘણા દોષો આપોઆપ વિલીન થઇ જાય.

ડોકટર પાસે ગયા પછી પોતાના દર્દની વિગતો છુપાવે તે દર્દી નિરોગી ન બની શકે તેમ 'નવકાર' સમક્ષ પોતાની સમજમા હોય તે સઘળા પાપોને નિખાલસપણે જાહેર ન કરી દે તે પૂર્ણ નિષ્પાપ ન બની શકે

ગાડીમા બેસવા જતા પોટલુ માથે ઉપાડવું પડે પણ ગાડીમા બેઠા પછી માથે ઉપાડે તો બેવકૂફમા ગણાય તેમ 'નવકાર' ના શરણને સ્વીકારીને આપણે આપણો ભાર આપણા માથે રાખીએ તો કેવા ગણાઇએ ?

'નવકાર' ના જે ખડક ઉપર ઉભો છુ તે ખડક પર ભવસમુદ્રના તોફાની મોજાઓ ગમે તેટલા આવી પડો, તે આપણુ કશું જ વાકુ કરી શકે એમ નથી ઉલટુ તે બિચારા મોજાઓ ખડક સાથે અથડાઇને છિન્નભિન્ન થઈ જશે



'નવકાર' આપણને બીલકુલ ગમતો નથી એવું તો નથી,
પરંતુ તેના પ્રત્યેના વહાલના આપણા ટકા સાવ ઓછા
છે. બાકીના બધા ટકા આપણે આપણી જાત માટે
અનામત રાખતા આવ્યા છીએ.

'મા....મા....' કહીને બોલાવે છતાં મા સાંભળે નહિ,
ત્યારે જેમ બાળક સ્વાભાવિક પણે રડવા માંડે છે, તે જ
રીતે શ્રી 'નવકાર'ના ભાવમીલનની ઝંખનામાંથી
વિરહનો વિલાપ સાધકના હૃદયમાં શરુ થાય છે.

જેના આંગણામાં મોર રમતો હોય તેના ઘરમાં
સર્પ દાખલ થઈ શકતો નથી, તેમ જેના મનમાં
શ્રી 'નવકાર' રમતો હોય તેના જીવન ઉપર અશુભ
બળો આક્રમણ કરી શકતાં નથી.

'નવકાર' પાસે માગનાર પોતે પોતાની માગણી દ્વારા
પોતાનો હિતશત્રુ બને છે, કારણ કે શ્રી 'નવકાર'માં
એના એકનિષ્ઠ ઉપાસકને જેટલું આપવાની ક્ષમતા
છે, એના એક કરોડમા ભાગ જેટલી પણ ક્ષમતા
તેના ઉપાસકમાં માગવાની હોતી નથી.

જે વસ્તુ ઉપર આપણને પ્રેમ થઈ જશે તેના ખાતર હંમેશાં
આપણે આપણા પ્રાણોને અર્પણ કરવા તૈયાર રહીશું



$n$ are the distances of the tangent to the circle at
gin from the points $A$ and $B$ respectively, the
r of the circle is
$n)$ (b) $m + n$

અને જ્યારે પ્રાણોને તુચ્છ સમજીને 'નવકાર' ના
જાપ આદિ કોઇ કામ માટે તૈયાર થઇશું તો
નિ સ દેહ વિઘ્નો ઉપર વિજય મેળવશું અને
આપણા કાર્યમા સફળતા વરીશું.

સાચું પૂછો તો માગવાનો અધિકાર 'નવકાર' ને છે,
આપણને નહિ કારણ કે આપણા ઉપરના તેઓશ્રીના
આજ સુધીના ઉપકારોની કોઇ સીમા નથી એ
ઉપકારી ભગવ તોના ઉપકારનો યથા શકય બદલો
વાળવાના અવસરે પણ 'બદલામા આટલુ
આપજો' એમ કહેવું તે કૃતજ્ઞ ભાવનો
અભાવ સૂચવે છે

'નવકાર' મા મન જોડવું એ પર્વત ઉપર ચડવા જેવું છે
વિષયોમા મન જોડવું એ પર્વતથી પડવા જેવું છે જો
કે પર્વત ઉપર ચડવું એ કઠણ છે, પણ ચઢ્યા બાદ
શુદ્ધ વાયુ–મ ડલની પ્રાપ્તિ વિગેરે મનને આન દ
આપે છે તેમ 'નવકાર' મા મનને જોડવું
કઠણ છે પણ જોડ્યા પછી અનુભવાતો આન દ
અવર્ણનીય છે



પુત્ર માતાને નથી કહેતો કે મને સંભાળો છતાં સંભાળે છે,
એમ સાધકે શ્રી 'નવકાર' ને નથી કહેવું પડતું કે મને
સંભાળો.

સતીને શૃંગાર અને શોભા કરતાં પતિ પ્રિય હોય છે,
તેમ સાધકને શ્રી 'નવકાર' પ્રિય હોય છે.

॥ ओम अर्हम् नमः ॥

त्वमेव शरणं, त्वमेव शरणं ।
शरणं शरणं, शरणं शरणं ॥

**समाप्त**



is circumscribed about the triangle OAB ...
the distances of the tangent to the circle at
from the points $A$ and $B$ respectively, the
of the circle is